તસ રક્ષક મન જિનપલટાયો, મોહ તે ભાગ્યો જાય, લલના
ધ્યાન કેશરિયા કેવલ વરીયો, વસત અનત ગુણ ગાર ચ૦ ૮
તે શુભવીર જિણુંદે દાખ્યો, કર્મસૂ ન તપ એક, લલના
તપફળ ફળપૂજા કરી યાચો, સાચો માઇન્યુ કરો નેહ ચતુર૦ ૯

કાવ્ય-વિમલ૦ ૧ શમરસૈ૦ ૨

મત્ર. ૐ હ્રીં શ્રીં પરમ૦ દર્શનમોહનીય નિવારણાય ફલાનિ યજામહે સ્વાહા.

કળશ ગાયો ગાયો રે મહાવીર૦ પૃષ્ઠ ૧૯૨ પરથી

દર્શનમોહનીયનિવારણાથ અષ્ટમી ફલ પૂજા સપૂર્ણ
ચતુર્થદિવસેઽધ્યાપનીય મોહનીયકર્મસૂદનાય
ચતુર્થ પૂજાષ્ટકમ્

---

## પચમદિવસેઽધ્યાપનીય આયુષ્યકર્મસૂદનાર્થ
## પચમ પૂજાષ્ટકમ્

### આ પૂજામા જોઇતી ચીજોના નામ—

૧ સાકરનુ પાણી, ૨ કેસર, ૩ જાઇ અને ચંબેલીના ફૂલ, ૪ કુંદરૂ-દશાગ ધૂપ, ૫ ચાર દીવેટનો દીપક, ૬ અખડ ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફલ

### પ્રથમ જલપૂજા

### દોહા

પચમ કર્મતણી કહુ, પૂજા અષ્ટ પ્રકાર,
મોહરાય દરબારમા, જીવિત કારાગાર ૧

ચાર અઘાતી આખ્યા, બંધોદય સુવિચાર,
સત્તાયે પણ જાણિયે, અનુભવ નિરધાર ૨

ચાર ગતિમા જીવડો, આયુકર્મને યોગ,
બંધ ઉદયથી અનુભવે, સુખ દુઃખ કેરા ભોગ ૩

ચરમશરીરી વિણુ જિકે, જીવ ઇણે સંસાર,
સંચય સત્તય બાંધે સહી, કર્મ તે સાત પ્રકાર ૪

અંતરમુહૂર્તે આઉખુ, ભવમા એકજ વાર,
બાંધી અબાધા અનુભવી, સંચરીયા ગતિ ચાર ૫

એમ પુદ્ગલ પરાવર્તના, કરી સંસાર અનંત,
નિર્ભયદાયક નાથજી ! મળિયો તુ ભગવંત ૬

જળપૂજા જુગતે કરી, ધરી પ્રભુચરણે શીશ,
ચાર પયડીમા સુરગતિ, દાયક દાણુ કહીશ ૭

## ઢાળ પહેલી

શીતલજિન સહજાનંદી—એ દેશી

તીર્થોદક કલશા ભરિયે, અભિષેક પ્રભુને કરીયે,
પ્રાતિહારજ શોભા ધરીયે, લઘુ ગુરુ આશાતના હરિયે,
સલુણા સંત ! એ રીતે કીજે, દેવઆયુ લહે ભવ બીજે સ૦ ૧

પરમાતમ પૂજા રચાવે, સમતારસ ધ્યાન ધરાવે,
શોક સંતાપ અલ્પ કરાવે, સાધુ સાધવીને વોહરાવે સ૦ ૨

ગુણી રાગ ધરે વ્રત પાળે, સમકિત ગુણને અજુવાળે,
જયણા અનુકંપા ઢાળે, કરે ગુરુવંદન ત્રણુ કાળે સ૦ ૩

પચાગ્નિ તાપ સહતા, બ્રહ્મચારી વનમા વસતા,
કષ્ટે કરી દેહ દમતા, બાલતપસી નામ ધરતા. સ૦ ૪

બધ વરતે આતમે જહો, ઉદયે ચોથો ગુણઠાણો,
ઓધે સુરઆયુ પ્રમાણો, સત્તા ઉપશમ ગુણઠાણો સ૦ ૫

લોક લોકોત્તર ગુણધારી, અતે પરિણામ સમારી,
દેવલોકમાહે અવતારી, શુભવીર વચન બલિહારી સત્ગુણા૦ ૬

કાવ્ય –તીર્થોદક૦ ૧ સુરનદી૦ ૨ જનમનો૦ ૩

મન્ત્ર

ૐ હ્રીં શ્રીં પરમ૦ દેવાયુર્બન્ધસ્થાનનિના વાય જલ ય૦ સ્વાહા.

દેવાયુઃ બન્ધસ્થાનનિવારણાર્થં પ્રથમ જલ પૂજા સપૂર્ણ

---

## દ્વિતીય ચદન પૂજા

### દોહા

પર્યાપ્તિ પૂરી કરી, સમકિત દૃષ્ટિ દેવ,
હ્નવણ વિલેપન કેસરે, પૂજે જિન તતખેવ ૧

### ઢાળ બીજી

કોશ્યા વેશ્યા કહે રાગીજી મનોહર મનગમતા !—એ દેશી

દુનિયામા દેવ ન દૂજેજી, જિનવર જયકારી,
કરુ અગવિલેપન પૂજાજી જિ૦
તેમ સમકિતી સુર પૂજેજી જિ૦
મિથ્યાત્વી પણ કોઇ પૂજેજી જિ૦ ૧

તિહાં પહેલી ભવનનિકાયજી જિ૦
એક સાગર અધિકુ આયજી જિ૦
ઉત્તરથી દક્ષિણુ હીણાજી જિ૦
નવમાં દો પલિય તે ઉણાજી જિ૦ ૨

વ્યંતર એક પલિયનુ આયજી જિ૦
સુણુ સાહિબ ત્રીજી નિકાયજી જિ૦
સહસ લક્ષ વરસ અધિકેરેજી જિ૦
રવિ ચદ્ર પલ્યોપમ પૂરેજી જિ૦ ૩

ગહ રિખ તારક જોડાયજી જિ૦
પલ્ય અર્ધને ચોથે પાનજી જિ૦
સૌધર્મે સાગર દોયજી જિ૦
બીજે અધિકેરા હોયજી જિ૦ ૪

દોન કપ્પે સગહિય જાણોજી જિ૦
એ પરમાણુ પરિમાણોજી જિ૦
દશ ચઉદશ સત્તર દિજેજી જિ૦
મહાશુક્ર લગે તે લીજેજી જિ૦ ૫

હવે કીજે અધિક એક એકેજી જિ૦
એકત્રીશ નવમે ગ્રૈવેયકેજી જિ૦
તેત્રીશ ને પચ વિમાનેજી જિ૦
સમકિત દૃષ્ટિ તિહાં માનેજી જિ૦

શિવ સાધક બાધક ટાળેજી જિ૦
સુરસુખ તે દુખ કરી જાણેજી જિ૦
કલ્યાણુક રગે ભીનાજી જિ૦
શુભવીર વચન રસ લીનાજી જિ૦

કાવ્ય-જિનપતે૦ ૧ સહજકમ૦ ૨

મન્ત્ર ૐ હ્રીં શ્રીં પરમ સુરાયુર્નિગ્રભજનાય ચન્દન ય૦ સ્વાહા.
સુરાયુર્નિગ ભજનાય દ્વિતીય ચન્દન પૂજા સંપૂર્ણ

---

## તૃતીય પુષ્પ પૂજા

### દેહા

ત્રીજી કુસુમની પૂજના, પૂજે નિત્ય જિનરાય,
પંડિત સંગ કરે સદા, શાસ્ત્ર ભણે ધરે ન્યાય ૧

ન્યાયે ઉપાર્જન કરે, જયણાયુત સુનિદાન,
ભદ્રક ભાવે નવિ કરે, આગમ નિંદા હાણ ૨

પરઉપકારાદિ ગુણે, બાંધે મણુઅનુ આય,
તુજ શાસન રસિયા થઈ, શિવમારગ કેઈ જાય ૩

### ઢાળ ત્રીજી

આસણરા યોગી એ—દેશી

કુસુમની પૂજા કર્મ નસાવે, નાગકેતુપરે ભાવે રે
સુણજો જગસ્વામિ !
આયુ નિકાચિત છે પણ તેહથી, કર્મનું જોર હઠાવે રે સુ૦ ૧

શ્રેણિક મહિમા તુજ ગુણરાગી, કર્મની બેડી ન લાગી રે, સુ૦
સુકુમાલિકા ઉપનય ઇહાં ભાવો, સાર્થવાહ ઘર લાગી રે સુ૦ ૨

ત્યાશી લાખ પૂરવ ઘરવાસે, જિનવર વિરતિ ન આવે રે, સુ૦
બંધ તુરિય સત્તા ઉદયેથી, કેવળી અંતે ખપાવે રે સુ૦ ૩

ત્રણ પલ્યોપમ યુગલિક આયુ, કલ્પતરુ ફળ લીના રે, સુ૦
સંખ્યાયુ નર શિવ અધિકારી, જાય તે ભવ મત હિના રે સુ૦ ૪

પૂર્વકોડી ચરણફળ હારે, મુનિ અધિકેરે આય રે, સુ૦
શ્રી **શુભવીર** અચનસુખ પાવે, ચરમ ચોમાસુ જાય રે
સુણજો જગસ્વામિ । ૫

કાવ્યમ—સુમનસા૦ ૧ સમયસાર૦ ૨

**મન્ત્ર** ૐ ૨ી શ્રીં પરમ૦ નરાયુનિવારણાય પુષ્પાણિ ચ૦ સ્વાહા।

નરાયુનિવારણાર્થં તૃતીય પુષ્પ પૂજા સંપૂર્ણ

---

## ચતુર્થી ધૂપ પૂજા

### દોહા

કર્મ સમિધ દાહન ભણી, ધૂપઘટા જિનગેહ,
કનક હુતાશન યોગથી, જાત્યમયી નિજ દેહ ૧

નિજગુણ રંગ સુગંગમે, હલકત ઝલકત હંસ,
આયુ કનક ઉતારતા, શોભે નિર્મળ વંશ ૨

નિર્મળ વંશ નિહાળીને, કુળવતી ઘરનાર,
પરઘર રમતો દેખીને, મમત્વે ભરતાર ૩

### ઢાળ ચોથી,

રાગ—જોગીયા આશાવરી, ઉડ ભમરા ! કંકણીપર બેઠા, નયણીસે લનકારૂંગી, ઉડ જારે ભમરા ! તુજ મારૂંગી—એ દેશી

જિનગુણ ધૂપઘટા વામતી, કુળવતી પર દારૂંગી,

મત જારે પિયા! તુજ વારુગી,
આન ખેલમે નવિ બતલાયે, અબ નયને લલકારુગી મત૦ ૧

માત પિતા મયણા લજવાતે, લાજત દશ દોર દારુગી, મત૦
એ તુજ ખ્યાલ બૂરો દુનિયામે, કહા મે મુખ દેખારુગી? મત૦ ૨

રયણી ઘોરમે ચોર ફિરત હે, પિયુ હરરોજ પોમારુગી, મત૦
દીનને દિન ઓઝલમે રહેતી, મહેતી દુનિયા ગારુગી મત૦ ૩

તીનલોક માહિમકી આના, મે તરે શિર ધારુગી, મત૦
દીપકી જ્યોતને મંદિર રહેના, પરઘર ચાર વિમારુગી. મત૦ ૪

ચાર સજ્જાયે ફૂલ બિછાઉં, ઇતિયાને બિ લગારુગી, મત૦
જગમહેલમે સહેલ કરતા, ગોદમે પુત્ત રમારુગી. મત૦ ૫

ગગાભીર ને અંગ પખાઉ, નાથ મગાને તારુગી, મત૦
નવલ વધૂને પુત્ત નગાઇ, મગગતૂર બજારુગી મત૦ ૬

નાથને હોની પુત્ત પનોતી, સખિયા ગીત ઉચ્ચારુગી, મત૦
શ્રી શુભવીર ચતુર ચોરીમે, ગિર પર લુણ ઉતારુગી મત૦ ૭

કાવ્ય-અગરમુખ્ય૦ ૧ નિજગુણાક્ષય૦ ૨

મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નરાયુર્નિગમાન્તરગકુદુખપ્રાસયે ધૂપ ય૦ સ્વાહા.

નરાયુર્નિગમાન્તરગકૂદુખપ્રાપ્ય ચતુથી ધૂપ પૂજા સંપૂર્ણ

## પચમી દીપક પૂજા

### દોહા

મનમંદિર દીપક જિસ્યો, દીપે જાસ વિવેક,
તસ તિરિઆયુ નહિ કદા, થાનક બંધ અનેક ૧

### ઢાળ પાચમી

ચોરી વ્યસન નિવારિયે—એ દેશી

દીપકપૂજા જિનતણી, નિત કરતા ટો અવિવેક તે જાય કે,
અવિવેકે કરી આતમા, બંધ પાડો હો તિરિયચનુ આય કે
અજ્ઞાની પશુ આતમા એ આકણી ૧
શીળરહિત પરવચકા, ઉપદેશે હો પોષે મિથ્યાત કે,
વણજ કરે કૂડ તોલશું, મુખ ભાખે હો કુકર્મની વાત કે અ૦ ૨
વસ્તુ ઉત્તમ હીણ જાતિશું, ભેગીને હો વેચે નાદાન કે,
માયા કપટ કૂડ શાખિયો, કરે ચોરી હો નિત્ય આરતધ્યાન કે અ૦ ૩
ચઈ ધીરેલી સાધવી, શેઠ સુંદર હો નંદ મણિયાર કે,
અવિવેકે પરભવ લહે, ગોહજાતિ હો દેડક અવતાર કે અ૦ ૪
કૂડ કલંક ચઢાવતા, નીલ કાપોત હો લેશ્યા પરિણામ કે,
શ્રી શુભવીરના નિંદકો, તિરિઆયુ હો બાધે એહેવુ ઠામ કે અ૦ ૫

કાવ્ય-ભવતિ દીપ૦ ૧ શુચિમનાત્મ૦ ૨

મંત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ તિર્યગાયુર્બંધસ્થાનનિવારણાય દીપં ય૦ સ્વાહા

પંચમી દીપક પૂજા સંપૂર્ણ

## ષષ્ઠી અક્ષત પૂજા

### દોહા.

અક્ષતપૂજત પૂજીયે, અક્ષતપદ દાતાર,
પશુઆ રૂપ નિવારીને, નિજરૂપે કરનાર ૧

### ઢાળ છઠ્ઠી

મનમોહન મેરે,—એ દેશી

તુમ અમ પહેલે એકદા, મનમોહન ! મેરે, મળિયા વાર અનંત, મ૦
શીઘ્રપણે કેમ સાહિબા ! મ૦ આપ હુઆ ભગવંત ? મ૦ ૧
આગમ મદ પરાધીને મ૦ અંતર પડીયો જાય, મ૦
એકવડા મે આચર્યા મ૦ તિરિય ગતિના આય મ૦ ૨
એકેંદ્રિયમાંહે રહ્યો મ૦ બાવીસ વરસ હજાર, મ૦
ક્ષુલ્લકભવ સત્તર કર્યા મ૦ શ્વાસોશ્વાસ મોઝાર મ૦ ૩
બેઇંદ્રિય ગુરુ આયુવી મ૦ જીવે વરસ તે બાર, મ૦
ઓગણપચાસ વાસરા મ૦ તેઇંદ્રિય અવતાર મ૦ ૪
છમાસી ચઉરિંદ્રિયે મ૦ પંચ્ય પલિંદ્રી તીન, મ૦
બંધ કહ્યો સામ્યાને મ૦ ઉદયે પંચમ લીન મ૦ ૫
સત્તા ખમી ગઈ સાતમે મ૦ પૂજ્ય હુઆ શુભવીર, મ૦
હું પણ મળીયો અવસરે મ૦ પ્રભુ અક્ષતે થઈ થીર મ૦ ૬

કાવ્યમ્—ક્ષિતિતલે૦ ૧ સહજભાવ૦ ૨

મન્ત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ તિર્યગાયુર્નિવારણાય અક્ષતાન્ ય૦ સ્વાહા.

નિયગાયુનિવારણાય ષષ્ઠી અક્ષત પૂજા સંપૂર્ણ

---

## સપ્તમી નૈવેદ્ય પૂજા

### દોહા

અણાહારી પદ મેં કર્યાં, વિગ્ગહ ગઈય અણુત,
નૈવેદ્યપૂજા ફળ દિયો, અણાહારી પદ સત ! ૧

માતા યશોદાજી હુલરાવ્યો, ભાવ્યો મનગોપાલ, આનંદશે

વાલ્હો—એ દેશી

આહાર કરતા અહોનિશ માચ્યો, નાચ્યો ઈણ સંસાર,
સાહિબ વિશરામી !

નૈવેદ્ય થાળ ઠવી જિન આગે, માગું પદ અણાહાર, સા૦
દેતા નહીં તુજવાર સા૦ ત્રિશલામાત મલ્હાર, સા૦
મુજ અવગુણ ન વિચાર સા૦
મદ મચ્છર લોભી અતિ વિષયી, જીવ તણો હણનાર, સા૦

મહારંભી મિથ્યાત ને રૌદ્રી, ચોરીનો કરનાર, સા૦
ઘાતક જિન અણગાર સા૦ મતનો ભંજનહાર, સા૦
મદિરા માંસ આહાર, સા૦ ભોજન નિશિ અંધાર સા૦
ગુણી નિંદાનો ઢાર, સા૦ લેશ્યા ધૂર અધિકાર સા૦
નારકીમા અવતાર સા૦ એણે લક્ષણ નિરધાર સા૦
અવગુણનો નહીં પાર સા૦ (પણ) આવ્યો તુજ દરબાર સા૦
નિજરૂપ દિયો એક વાર સા૦ જેમ **વિદ્યાધર** ઉપગાર સા
સંજીવની બુટી ચાર સા૦ સાજો કીધો ભરતાર સા૦
**શુભવીર** વડો આધાર સાહિબ૦

કાવ્યમ—અનશન૦ ૧ કુમતબોધ૦ ૨

પરમાધામી દેખીને, નાખે અગ્નિ મઝાર, સ૦
ચોથી નરકે ખૂઝ્યા, સીતે દ્રે તેણી વાર સ૦ બધ૦ ૬

રાય વસુ નરકે પડયા, સુભુમ સરિખા વીર, સ૦
સાભળી હૈડા કમકમે, ધ્રૂજે વછૂટે શરીર સ૦ બધ૦ ૭

આદિ તુરિય બધ ઉદયથી, સત્તા સાતમે ટાળ, સ૦
કર્મસૂદન તપફળ દીયો, શ્રી શુભવીર દયાળ સ૦ બધ૦ ૮

કાવ્ય-શિવતરો૦ ૧ શમરસૈ૦ ૨

મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નરકાયુર્નિગડવિદ્દલાય ફલાનિ
ય૦ સ્વાહા.

કળશ-ગાયો ગાયો મહાવીર૦ પૃષ્ઠ ૧૮૨ ઉપરથી

નરકાયુનિગડવિદ્દલાર્થં અષ્ટમી ફળ પૂજા સપૂર્ણં
પચમે દિવસેઽધ્યાપનીય આયુ કર્મસૂ નાર્થં
પચમ પૂજાષ્ટક સપૂર્ણમ

---

## ષષ્ઠે દિવસેઽધ્યાપનીય નામકર્મસૂદનાર્થં ષષ્ઠ પૂજાષ્ટકમ્

### આ પૂજામા જોઇતી ચીજોના નામ-

૧ દૂધ અભિષેક, ૨ સુવર્ણ સાથે ઘસેલુ કેસર, ૩ પચવર્ણિ ફુલે ઝારી ભરવી, ૪ પચાગ ધૂપ, ૫ બે દીવેટનો દીપક એવા એકસોને ત્રણ દીપક કરી વશમાલે ધરવા, ૬ અક્ષત-પચવર્ણા ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફળ

---

## પ્રથમ જલ પૂજા

### દોહા

પ્રભુમુ શ્રી સંખેશ્વરો, નાદિજ ગુણો પવિત્ત,
સુગુરુ ઉપકારે કરી, હવુ હજુ આરે ચિત્ત ૧

નામ કર્મ હવે દાખવુ, ચિત્રક સરિખુ જેહ,
નર જેમ બહુરૂપી કરે, તેમ શુભ અશુભે તેહ ૨

ઊંચ નીચ દેહાકૃતિ, આપણ દેહે હોય,
કૃષ્ણ નીલ જાડુ ઘણુ, અશુભ નામે તે જોય ૩

રૂપે હરિબળ નારિઆ, તે શુભનામ વખાણ,
મધ્ય તનુ પીત ઉજ્જ્વળ, સુંદર નાનો વાન ૪

જૈનધર્મ નાનો રહે, ગાય ગુણી ગુણગ્રામ,
તેહો શુભ નામ તે સંપજે, ઇતર અશુભ તે નામ ૫

નામકર્મ દૂરે કરી, પામ્યા ભવનો પાર,
સિદ્ધ અરૂપી પદ ભજી, પૂજા અષ્ટપ્રકાર, ૬

### ઢાળ પહેલી

સુતારીના બેટા તને વિનવુ રે લોલ—એ દેશી

પિંડપયડી ચૌદ પખાળવારે લોલ, અભિષેક કરૂ અરિહંત જો,
જસ જ્ઞાનશા રહિયામણી રે લો૦ કરે જ્ઞાની કરમનો અંતજો,
જ્ઞાનીની ગોઠડી મીઠડી રે લોલ ૧

નર દેવ નિરય તિરિયા ગઇ રે લો૦ ઇંગ વિગલ પણિદિ જાતિ જો,
તરૂ દીઠી માણી થયો રે લો૦ શું વખાણુ અપની ભુનિયાદ જો.
જ્ઞા૦ ૨

તનુ ઉરલવિઉવ્વાહારગા રે લો૦ તેજ કર્મ અનાદિના સાથ જો,
ત્રણ આદિ ઉપાગ તે ટાળવા રે લો૦ તુજ સરિખો ન મલિયો
નાથ જો ના૦ ૩

ઇણે નામે બધન સઘાતના રે લો૦ પણ બધન ઝાડક પાચ જો,
ષટ્ સઘયણ આદિ કેવલી રે લો૦ જો વજ્રઋષભનારાચ જો જ્ઞા૦ ૪

સસારે ઋષભનારાચ છે રે લો૦ નારાચ અરધનારાચ જો,
કિલિ છેવહુ પચમ કાલમા રે લો૦ ગયા રત્ન રહ્યા
તનુ કાચ જો જ્ઞા૦ ૫

સમચઉરસ નિગોહ આદિયે રે લો૦ કુબ્જ વામણ સહાણ જો,
હુડવાળાનુ એકે ન પામરૂ રે લો૦ હવે વર્ણાદિ વીશ પ્રમાણ
જો જ્ઞા૦ ૬

ગધ વર્ણ ફરસ રસ પુગ્ગલા રે લો૦ હવે વીશ ભોલ બોલે
અકુલાય જો,
જીવ યોગ્ય ગ્રહણ અડ વર્ગણા રે લો૦ રાગદ્વેષનો રસ ઘોલાય
જો જ્ઞા૦ ૭

આનુપૂર્વિ કહી ગતિ ચારની રે લો૦ જાય તાણ્યો વૃષભ
ઘર નાથ જો,
શુભ અશુભ ચાલ છડી કરી રે લો૦ **શુભવીરને** વળગો
હાથ જો જ્ઞાનીની૦ ૮

કાવ્યમ -તીર્થોદકૈ ૧ સુરનદી૦ ૨ જનમનો૦ ૩
મન્ત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ પિડપ્રકૃતિવિચ્છેદનાય જલ ય૦ સ્વાહા
પિડપ્રકૃતિ વિચ્છે નાર્થ પ્રથમ જલ પૂજા સપૂર્ણ

---

## દ્વિતીય ચન્દન પૂજા

### દોહા

દશ તિગ જિન ઘર માનવી, પૂજીશુ અરિહંત,
દશ યતિધર્મ આગધીને, ઢક થાવર દશ અંત ૧

### ઢાળ બીજી

વજ્રના વહાનાને વિનતિ રે-દેશી

સાતે શુદ્ધિ નમાચની રે, પૂજીશુ અમે રંગે લાલ !
કેસર ચંદનશુ ઘસી રે, સ્વામિ વિલેપન મઝે લાલ !
લાલ સુરંગી રે મહિમા રે ૧

સૂ જળ જલણુ અનિલ તરુ રે, થાવર પંચ પ્રકારો લાલ !
સૂક્ષ્મ નામ કરમ થકી રે, ભળિયા લોક મોઝાર। લાલ ! લા૦ ૨

નિજ પર્યાપ્તિ પૂર્યા વિના રે, મરતા તે અપજ્જત્તા લાલ !
સાધારણ તરુ જાતિમા રે, જીવ શરીરે અનંતા લાલ ! લા૦ ૩

અંગ ઉપાંગ જે થિર નહીં રે, નામ અથિર તે દીઠો લાલ !
નાભિ હેઠે અશુભાકૃતિ રે, દુર્ભગવોક અનિઠો લાલ ! લા૦ ૪

ન ગમે જે સ્વર લોકમા રે, દુસ્વર ખેદનુ ધામો લાલ !
સાચુ લોકને નવિ ગમે રે, વચન અનાદેય નામો લાલ ! લા૦ ૫

અપજસ નામથી નિંદતા રે, ભેદવિના લોક અનેકો લાલ !
**શ્રી શુભવીરને નવિ હોવેરે, એ દશમાંહિની એકો લાલ ! લા૦ ૬**

કાવ્યમ્-જિનપતે૦ ૧ સહજકર્મ૦ ૨

મન્ત્ર

ૐ હ્રીં શ્રીં પરમ૦ સ્થાવરદશકનિવારણાય ચન્દન ય૦ સ્વાહા.
સ્થાવરદશકનિવારણાર્થં દ્વિતીય ચન્દન પૂજા સંપૂર્ણ

---

## તૃતીય પુષ્પપૂજા

### દોહા

એ દશ પયડિ પાપની, પાપે બંધ કરંત,
તમ દશ પામે જીવડા, જિમ અશે પુણ્યવંત. ૧

### ઢાળ ત્રીજી

રહો રહો રે જાદવ દો ઘડિયા એ દેશી

રહો રહો રે રસભર દો ઘડિયા, દો ઘડીયા દિવસે અડિયા રહો૦
એ આંકણી

કુસુમની પૂજા કરી ફળ માગું, પરમાતમ પાઉ પડિયા, રહો૦
પુણ્ય ઉદય તસ નામ ધરાયો, અબ તુમ વાર નહીં ઘડિયા રહો૦ ૧

વિગલેંદ્રિ પંચેંદ્રિ કહાયો, પ્રભુ ઓળખાણ હવે પડિયા, રહો૦
આ ર નામ જે નજરે દેખે, ઉનેખે કેમ નજરે ચડિયા ? રહો૦ ૨

થઇ પર્યાપ્તો લબ્ધિકરણે, ચરણે આયો ન વિછડિયા રહો૦
એક તનુ એક જીવ કહાવે, પ્રત્યેકમાં પણ અમે વડિયા રહો૦ ૩

દંતાદિક તનુ થિર નામે, તરુવી મન અમે થિર કરિયા, રહો૦
નાભિ ઉપર તનુ શુભ મહુ દેખે, તેણે તુમ હૃદયકમળ ધરિયા રહો૦ ૪

સરવને વડાલો સુભગથી લાગુ, જસ અન ઘર તુમ પાવડિયા રહો૰
સુસ્વર સુણતા લાગે મીઠો, તુજ ગુણ આગમ મંજરિયા રહો૰ ૫

આદેય નામ વચન જગ માને, શ્રી શુભવીર મુખે ચડિયા રહો૰
જસ ગુણ ગાવે લોક બનાવે, તે જસ નામ તે તુમ વરિયા રહો૰ ૬

કાવ્યમ— સુમનસા૰-૧ સમયસાર૰-૨

મન્ત્ર -ૐ હ્રીં શ્રીં પરમન્ત્રસદશકનિવારણાય પુષ્પાણિ ય૰ સ્વાહા૰

ત્રસદશકનિવારણાર્થં તૃતીય પુષ્પ પૂજા સંપૂર્ણ

---

## ચતુર્થી ધૂપ પૂજા

### દોહા

ધૂપે જિનવર પૂજીયે, પ્રત્યેક દાનદાર
પયડિ ન જાયે મૂળથી, જબ લગે એ સંસાર

### ઢાળ ચોથી

વીર જિણંદ જગત ઉપકારી–એ દેશી

આજ ગઈ મન શંકા, જગ તુમ દર્શન દીઠ઼ે,
દૂર ગઈ લોકસંજ્ઞા દાગી, આગમ અમીય તે મીઠોજી આજ૰ ૧

ગુરુ લઘુ અંગે એક ન હોવે, અગુરુલઘુ તે જાણુજી,
સાસ ઉસાસ લીએ પજ્જત્તો, શ્વાસોશ્વાસ પ્રમાણુજી આજ૰ ૨

લંબગાત્ર સુખમા પડજીભી, પયડિ ઉ ય ઉપઘાતજી,
અજિયો પણ નવિ સુખપર આવે, નામ ઉ ય પરાઘાતજી આજ૰ ૩

તાપ કરે રવિબિબ જે જીના, આતપ નામ કહાયજી
અંગ ઉપાંગ સુતાર પુતલિયા, નિર્માણ ઘાટ ઘડાયજી આજ૦ ૪

વૈક્રિય સુર ખજુઓ શશિબિંબે, તાપ વિના પરકાશજી,
ઉદ્યોત નામ કરમ મેં જાણ્યું, આગમ નયન ઉજાશજી આજ૦ ૫

કેવલ ઉપજે ત્રિભુવન પૂજે, વર અતિશય ગંભીરજી,
જિનનામ ઉદયે સમવસરણમાં, સોહા **શ્રી શુભવીરજી.** આજ૦ ૬

**કાવ્યમ્** અગરુ મુખ્ય૦ ૧ નિજગુણા૦ ૨

મન્ત્ર –

ૐ હ્રીં શ્રીં પરમ૦ પ્રત્યેકાષ્ટકપ્રકૃતિનિવારણાય ધૂપં ય૦ સ્વાહા

પ્રત્યેકાષ્ટકપ્રકૃતિનિવારણાય ચતુર્થી ધૂપપૂજા સંપૂર્ણ

---

## પંચમી દીપક પૂજા

### દોહા

વીશ કોડાકોડી સાગરુ, મૂલ ગુરુ થિતિ બંધાય,
ઉત્તરપયડિ નિહાળતા, દીપક પૂજા રચાય ૧

### ઢાળ પાંચમી

માહિમા મોતીડો હમારો–એ દેશી

દીપકપૂજા જ્યોતિ જગાવું, ઉત્તરપયડિ તિમિર હુગાવું,
સાહિબ ! તે થિતિબંધ ખપાવો, સેવકનો હવે લાગ તે ફાવ્યો
સાહિબા ! અમાર અટારો, મોહના ! મુજ તારો એ આંકણી ૧

## ઢાળ છઠ્ઠી

ત્રીજે ભવ વર થાનક તપ કરી—એ દેશી

અક્ષતપૂજા જિનની કરતા, નામકરમ ક્ષય જાવે,
નામની બંધન અઘાતિ પયડિયા, વરને નિજ નિજ ભાવે રે,

પ્રાણી ! અરૂપી ગુણ નિપજાવો, પૂજ્યની પૂજા રચાવો રે,
પ્રાણી ! ૦ એ આંકણી૦ ૧

થાવર ચઉ આતાપ છેવટ્ઠું, હુંડ નિરયદુગ જાણું,
ઇગ દુતિ ચઉજાતિ જીવ બાંધે, પામી પ્રથમ ગુણઠાણું રે પ્રાણી૦ ૨

મજ્ઝાગિઈ સંઘયણ તિરિ દુગ, દોહગ તિગ ઉદ્યોત,
અશુભવિહાયોગતિ સાસ્વાદન, બંધ કહે ભગવંત રે પ્રાણી૦ ૩

મણુઅ ઉરલદુગ પૂર સંઘયણ, ચોથે બંધ કહાવે,
અજસ અથિર દુગ છઠ્ઠે બંધે, દશમે જસ બંધાવે રે પ્રાણી૦ ૪

અગુરુલઘુ ચઉ જિન નિમ્માણ, સુરદુગ સુરગઇ કહિયે,
તસ નવ ઉરલ વિણુ તણુરંગા, વર્ણાદિક ચઉ લહિયે રે પ્રાણી૦ ૫

સમચઉરસ પણિંદી જાતિ, બાંધે અડ ગુણઠાણે,
બંધહેતુ શુભવીર ખપાવે, ઉજ્જવલ ધ્યાનને ટાણે રે પ્રાણી૦ ૬

કાવ્યમ્—ક્ષિતિતલે૦ ૧ સહજભાવ૦ ૨

મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નામકર્મબન્ધનિવારણાય અક્ષતં
ય૦ સ્વાહા

નામકર્મબન્ધનિવારણાય છઠ્ઠી અક્ષત પૂજા સંપૂર્ણ

## સપ્તમી નૈવેદ્ય પૂજા

ચઉવન્ના તેમ કમ્મણ, નિમિત્ત અથિર થિર હોય,
અગુરુલઘુ ઉદયિની, શેષ અધ્રુવ તે જોય ૧

### ઢાળ સાતમી

દેખો ગતિ દૈવની રે-એ દેશી

નૈવેદ્યપૂજા ભાવિયે રે, પુદ્ગલ આહાર અનંત,
ભાગ અમખે આહારતા રે, નિર્જરે ભાગ અનંત,
જગતગુરુ આપજો રે, આપજો પદ અણાહાર, જ૦ ૧
એ આંકણી

એહ રીતે દૂરે હુવે રે, નામ ઉદય જબ જાય,
સહુમતિગાનન ધુર ગુણે રે, ઉદય કહે જિનરાય જ૦ ૨

બીજે વિગલ ઇગ થાવરુ રે, ચોથે અણુઇજ્જ હોય,
પૂર્વી દુહગ વેકીદુગે રે, દેવ નિરયગતિ જોય જ૦ ૩

તિરિગઇ ઉદ્યોત પાચમે રે, છઠ્ઠે આહારડ હોય,
ચરમ સહનનતિગ સાતમે રે, ક્ષપલદુગ ઉપશમ હોય જ૦ ૪

ઉરલ થિર ખગઇ દુગા રે, પત્તેયતિગ છ મહાણ,
તેઅ-કમ્મ ધુર સઘયણને રે, અગુરુલઘુ ચઉ જાણ જ૦ ૫

દુસર સુસર ચઉવન્ના રે, નિર્માણ ઉદય સયોગી,
સુભગાઇજ્જ જસ તમ તિગો રે, નરગઇ પણિદી અયોગી, જ૦ ૬

જો જિનનામ ઉદય હુવે રે, તો તીર્થંકર લીધ,
યોગનિરોધ કરી હુઆ રે, શ્રી શુભવીર તે સિદ્ધ જગત૦ ૭

કાવ્યમ્-અનશન ૦ ૧ કુમતબોધ૦ ૨

મં૦ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નામકર્મ-ઉદયાવિચ્છે૦નાથ

નૈવેદ્ય ય૦ સ્વાહા

નામકર્મઉદયવિચ્છેદનાથ સપ્તમી નૈવેદ્ય પૂજા સપૂર્ણ

---

## અષ્ટમી ફલ પૂજા

### દોહા.

આહારક અગ જિણ નરદુગ, વૈક્રિયની અગિયાર,
એ અધ્રુવ સત્તા કહી, બીજી ધ્રુવ સભાર

### ઢાળ આઠમી.

પ્રભાતે ઉઠીને માતા મુખડુ જોવે-એ દેશી

આરી રૂડી ભગતિ મે પહેલા ન જાણી,
પહેલા ન જાણી રે સ્વામિ ! પહેલા ન જાણી
નમારની માયામા મે, વલોવ્યુ પાણી આરી૦ એ આકણ

કલ્પતરુના ફળ લાવીને જે, જિનવર પૂજે,
કાન અનાદિ કર્મ તે સચિત, સત્તાથી મૂજે  આરી

થાવર તિરિ તિરયાયર એ દુગ, દગ વિગલા લીજે,
સાધારણ નવમે ગુણઠાણે, ધુરભાગે છીજે  આરી

કેવળ પામી શિવગતિ ગામી, શૈલેશી ટાણે,
ચરમ સમય દો માહે સ્વામિ, અતિમ ગુણઠાણે  આરી

બાકી નામ કરમની પયડિ, સઘળી તિહા જાવે,
અજરામર નિષ્કલંક સ્વરૂપે, નિષ્કર્મા થાવે આની૦ ૪

તે સિદ્ધકેરી પડિમા પૂજે, સિદ્ધમયી હોવે,
નાઈ ધોઈ નિર્મળ ચિત્તે, આરીસો જોવે આની૦ ૫

કર્મસૂદન તપ કેરી પૂજા, ફળ તે નર પાવે,
**શ્રી શુભવીર** સ્વરૂપ વિલોકી, શિવવહૂ ઘર આવે આની૦ ૬

કાવ્યમ્ શિવતરો૦ ૧ સમરં૦ ૨
મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નામકર્મસત્તાવિચ્છેદનાય ફલાનિ
યજા૦ સ્વાહા.

કળશ-ગાયો ગાયો રે મહાવીર૦ પૃષ્ઠ ૧૮૨ પરથી

નામકર્મસત્તાવિચ્છેદનાય અષ્ટમી ફલ પૂજા સંપૂર્ણ

ઝ્રૌં દ્વિસપ્તત્યધ્યાપનીય નામકર્મનિવારણાય ષ૦ પૂજાષ્ટક સંપૂર્ણમ્

---

## સપ્તમે દ્વિસપ્તત્યધ્યાપનીય ગોત્રકર્મસૂદનાર્થં સપ્તમ પૂજાષ્ટકમ્

**આ પૂજામા જોઈતી ચીજોના નામ –**

૧ સાકરનુ પાણી ૨ ચંદન-કેસર, ૩ વિવિધ ફૂલ, ૪ અગરબત્તી ધૂપ, ૫ બે દીવેગ્નો દીપ, ૬ ગેહુમ-અક્ષત, ૭ નૈવેદ્ય, ૮ ફળ

ૐ

## પ્રથમ જલ પૂજા

### દોહા

ગોત્ર કરમ હવે સાતમુ, વ્યાપ્યુ ઇણે સંસાર,
ગોત્ર કરમ છેદ્યા વિના, નવિ પામે ભવ પાર ૧

ચક્રદંડ સંયોગથી, ઘડતો ઘટ કુંભાર,
ઘી ભરિયો ઘટ એકમે, બીજે મદિરા છાર ૨

ઉચ્ચ નીચ ગોત્રે કરી, ભરિયો આ સંસાર,
કર્મદહન કરના ભણી, પૂજા અષ્ટ પ્રકાર ૩

રાગ એવૈરોર્નિભાવન

મે કીનો નહીં, પ્રભુ વિના ઔરશું રાગ—એ દેશી

કેશર વાસિત કનક કળશશું, જળ પૂજા અભિષેક,
સમકિતરંગે સદ્‌ગુરુ સંગે, ધરતો વિનય વિવેક

મે કીનો મહી, યા રીત ગોતકો બંધ, યા રીત ગોતકો બંધ
મે કી० યા० એ આંકણી ૧

બહુશ્રુત ભક્તિ કરતા નઘણા, પૂજ્ય યુગપરધાન,
ગીતારથ એકાકી રહેતા, પામે જગ બહુમાન. મે કી० ૨

અજ્ઞાની ટોળે પણ ભેળે, બોળે પત્થર નાવ,
આનેયણ દેતો ભદ્રકને, પામે વિરાધક ભાવ મે કી० ૩

બૌદ્ધગુરુને બાણે હણતો, પગ અણુફરસી રાય,
અજ્ઞાની સુાન ઉચાવહારી, બાજીગરને ન્યાય મે કી० ૪

મ હુઆ શ્રાવકને કહે સ્વામિ, હોયે જિનધર્મ આશાન,
અણુજાણ્યો શ્રુતઅર્થ વદતા, સાચી ગુરુગમ વાત મે કી૦ ૫

જ્ઞાની ગુરુની સેવા કરતા, આરાધે જિન ધર્મ,
અણુવ્રત ધરતો તપ અનુસરતો, નિર્મળ ગુણગ્રહે ધર્મ મે કી૦ ૬

ભણે ભણાવે વળી જિનઆગમ, આશાતન વરજત,
શ્રી શુભવીર જિનેશ્વરભકતે, ઉત્તમ ગોત્ર બાંધત મે કી૦ ૭

કાવ્ય–તીર્થોદકૈ૦ ૧ સુરનદી૦ ૧ જનમનો૦ ૩

મ ત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ ગોત્રબ ધનિવારણાય જલ
ય૦ સ્વાહા૦

ગોત્રબન્ધનિવારણાય પ્રથમ જલ પૂજા સ પૂર્ણ

---

## દ્વિતીય ચન્દન પૂજા

### દોહા

જ્ઞાનાદિક ગુણ નવિ હણે, બંધ ઉદયમે કોય,
તિણે અઘાતી તે કહી, ગોત્રની પયડિ હોય ૧

### ઢાળ બીજી

પ્રતિમા લોપે પાપિયા, યોગવહન ઉપધાન જિનજી–એ દેશી

જિન તનુ ચદન પૂજતા ઉત્તમકુળ અવતાર, જિનજી૦
ગોત્રવટે પ્રાણી વરો, માન લહે મ સાર જિનજી !
તુ સુખીયો મ સારમા૦૧

ઉત્તમકુળના ઉપન્યા, સૂત્રે કહ્યા અણગાર, જિનજી !
વાચક સૂરિપદવી લહે, ઉચ્ચગોત્ર અવતાર જિનજી ! તુ૦ ૨

ઉગ્રભોગ વળી રાજવી, હરિવંશે જિનદેવ, જિનજી !
વાસવરૂપે આવતા, ચક્રી હરિ બળદેવ જિનજી ! તુ૦ ૩

નીચગોત્ર થાનકમા, મણિ હીરા જડકત, જિનજી !
ગગા ક્ષીરસમુદ્રના, યમુના જળ વહત જિનજી ! તુ૦ ૪

કલ્પતરુ અલંકારના, કેતકી પાને ફૂલ, જિનજી !
મગધ કારણ શિર ધરે, મંદ પવન અનુકૂળ જિનજી ! તુ૦ ૫

એમ સંસારે પ્રાણિયા, ઉત્તમ ગોત્ર વિશેષ, જિનજી !
માન લહે મઘવા વળી, બાહુબળી ભરતેશ જિનજી ! તુ૦ ૬

ધર્મરયણની યોગ્યતા, ઉચ્ચગોત્ર કહાય, જિનજી !
**શ્રી શુભવીર જિનેશ્વરુ, સિદ્ધારથકુળ જાય જિનજી ! તુ૦ ૭**

**કાવ્યમ્-જિનપતે૦ ૧ સહજકર્મ૦ ૨**

**મન્ત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ ઉચ્ચૈર્ગોત્રાતીતાય ચન્દન ય૦ સ્વાહા૦**

ઉચ્ચૈર્ગોત્રસ્થિતિવિચ્છેદનાર્થં દ્વિતીય પુષ્પ પૂજા સંપૂર્ણ

---

## તૃતીય પુષ્પ પૂજા

### દોહા

જિનવર ફૂલે પૂજતા, ઉચગોત્ર બંધાય,
ઉત્તમકુળમા અવતરી, કર્મરહિત તે થાય ૧

## ઢાળ ત્રીજી

સુણ ગોવાળણી ગોરમડા-એ રાગ

સુણ દયાનિધિ! ઉત્તમકુળ અવતરતા પાર ન આવ્યો,
સદગુરુ મળ્યે, તુમ આગમ અજવાળે મુજ સમજ પો એ આંકણી

સમકિતયુત વ્રત આદરતા, જિનપૂજા મૂલપગર ભરતા,
શ્રાવક મુનિ દશમુ ગુણુ ધરતા, ઉચ્ચગોત તણો બધ કરતા સુ૰ ૧

તુમે સત્તા ઉદયે અનુભવિયો, શૈલેશીકરણ કરી ખવિયો,
તે રતયણની મુજ હેનવિયો, એક ખામી જે નવિ ભેળવિયો સુ૰ ૨

એક સમયે એક બધાયે, તેણે અધ્રુવબધી થાયે,
સત્તોદય અધ્રુવ કહેવાયે, સુખિયા થઇએ જબ એ જાયે સુ૰ ૩

લઘુબધે આઠ મુહૂર્ત કરિયો, ઉચ્ચગોત્રે ગુરુ દિઇ આચરિયો,
દશ કોડાકોડી સાગરિયો, દશમે વરસે ભોગવી કરિયો. સુ૰ ૪

હવે મે તુજ આણા શિર ધરિયો, થઇ અત કોડાકાડી સાગરિયો,
મોટો દરિયો પણ મે તરિયો, **શુભવીર પ્રભુ** નેવન ફળિયો સુ૰ ૫

**કાવ્યમ્** સુમનસા૰ ૧ સમયસાર૰ ૨

### મન્ત્ર

ॐ હ્રીં શ્રીં પરમ૰ ઉચ્ચૈર્ગોત્રસ્થિતિ વિચ્છેદનાય પુષ્પાણિ
યજા૰ સ્વાહા.

ઉચ્ચૈર્ગોત્રસ્થિતિચ્છેદનાર્થ તૃતીય પુષ્પ પૂજા સપૂર્ણ

---

## ચતુર્થી ધૂપ પૂજા

### દોહા.

પયડિ દોય અઘાતિની, ગોત્ર કરમની એહ,
નીચગોત્ર કારણ કહુ, જે અનુભવિયા તેહ ૧

### ઢાળ ચોથી

ગાયો ગૌતમ ગોપી મુણીંદા, રસ વૈરાગ્ય ઘણો આયો-એ દેશી

જિનવર અંગે પૂજા ધૂપ, ધૂપગતિ ઉર્ધ્વ ભાવી,
પામી પંચેંદ્રિના રૂપ, નીચગતિ મુજ કેમ આવી? ૧

કહીએ કારણ સુણજો દેવ! તુજ આગમરસ નવિ ભાવ્યો,
ન કરી બહુશ્રુત કેરી સેવ, અરૂચિપણુ અંતર લાવ્યો ૨

ભણે ભણાવે મુનિવર જેહ, નિંદા તેહતણી ભાખી,
પરગુણ ઢાંકી અવગુણ લેહ, કુડી વાતતણો સાખી ૩

વિણુ દીઠી અણસાંભળી વાત, લોક વચ્ચે ચલવે પાપી,
ચાડી કરતા પાડી જાત, વાડી ગુણતણી કાપી ૪

ગુણુ અવગુણુ મેં સરિખા કીધ, અરિહાભક્તિ નવિ કીધી,
ઉત્તમ કુળ જાતિ પ્રસિદ્ધ, વાહ્યા મદ ગારવ ગિદ્ધિ ૫

નીચઠાણુ સેવતા નાથ! બાંધે નીચ ગોત્ર કરીયે
શ્રી શુભવીરનો ઝાલ્યો હાથ, સહેજે ભવસાયર તરિયે. ૬

કાવ્યમ-અગરમુખ્ય૦ ૧ નિજગુણાક્ષય૦ ૨
મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦નીચૈર્ગોત્રબન્ધસ્થાનોચ્છેદનાય ધૂપં ય૦સ્વાહા।
નીચૈર્ગોત્રબન્ધસ્થાનોચ્છેદનાર્થં ચતુર્થી ધૂપ પૂજા સંપૂર્ણ

મ ત્ર -ૐ હ્રીં શ્રીં પરમ૦ નીચૈર્ગોત્રોદયનિવારણાય દીપ ય૦ સ્વાહા
નીચૈર્ગોત્રોદયનિવારણાર્થં પચમી દીપક પૂજા સ પૂર્ણ

---

## ષષ્ઠી અક્ષત પૂજા.

### દોહા

નીચકુલે ય જિનમતિ, દૂર થકી હરણાર,
તુજ મુખ દરશન દેખના, લોક વદે વ્યવહાર  ૧

### ઢાળ છઠ્ઠી

વંદો વીર જિનેશ્વર રાયા—એ દેશી

અક્ષત પૂજા ગોધૂમ કેરી, નીચૈર્ગોત્ર વિખેરી રે
તુજ આગમ પૂર સુદરી શેરી, વક્ર નહીં જ્ઞા ફેરી રે અક્ષત૦ ૧

આસાયણ લગે બધ કહાવે, પાત્રમે ઉદયે લાવે રે,
ગુણઠાણ્ પંચ છટ્ઠુ આવે, ઉદયથી નીચ ખપાવે રે  અ૦ ૨

હરીકેશી ચડાલે જાયા, સયમધર મુનિરાયા રે,
નીચ ગોત્ર ઉદયેથી પલાયા, ઉચકુળે શ્રુત ગાયા રે  અ૦ ૩

સમય અયોગી ઉપાતે આવે, સત્તા નીચ ખપાવે રે,
અધ્રુવબધી ઉદય કહાવે, ધ્રુવસત્તા તિરિભાવે રે  અ૦ ૪

સાતઇયા દોય ભાગ લઘેરી, જીવવિપાકી વટેરી રે,
વીશ કોડાકોડી સાગર કેરી, એ થિતિબધ ઘણેરી રે  અ૦ ૫

એ થિતિબંધ કરતા સ્વામિ ! તુમ સેવા નવિ પામી રે,
શ્રી શુભવીર મળ્યા વિસરામી, હવે કેમ રાખુ ખામી રે ! અ૦ ૬

કાવ્યમ્-ક્ષિતિતલે૦ ૧ સહજભાવ૦

મન્ત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ નીચૈર્ગોત્રસત્તાસ્થિતિબન્ધનિવાર-
ણાય અક્ષતં ય૦ સ્વાહા૦

નીચૈર્ગોત્રસત્તાસ્થિતિબન્ધનિવારણાર્થં છઠ્ઠી અક્ષત પૂજા સંપૂર્ણ

---

## સપ્તમી નૈવેદ્ય પૂજા

### દોહા

નૈવેદ્ય પૂજા સાતમી, સાત ગતિ અપમાન,
કરવા વરવા શિવગતિ, વિવિધ જાતિ પકવાન ૧

### ઢાળ સાતમી

રાગ સારંગ-હમ મગન ભયે પ્રભુ ધ્યાન-એ દેશી

મીઠાઇ મેવા જિનપદ ધરતા, આણાકારી પદ લીજીયે,
જિનરાજની પૂજા કીજિયે,
વિગ્રહગતિમા વાર અનંતી, પામે પણ નવિ રીઝીયે જિ૦ ૧

ઉંચ નીચ ગોત્રે તે હોવે, કારણ દૂર કરીજીયે, જિ૦
અરિહા આગે રાગે માગો, સેવકને શિવ દીજીયે જિ૦ ૨

અગુરુલઘુપદ ગોત્રવિનાશી, પામ્યા બંધન છીજીયે, જિ૦
યોગી વિયોગી રહત અયોગી, ચરમ ત્રિભાગ ઘટીજીયે જિ૦ ૩

આ મપ્રદેશમયી અવગાહન, શિવક્ષેત્રે તે રહીજીયે, જિ૦
બત્રીશ અગુલ લઘુ અવગાહન, ક્ષેત્રસમી ગુરુ લીજીયે જિ૦ ૪

મસ્તકસમ અધણે લોકાતે, ગુરુગમ ભાવ પતીજીયે, જિ૦
અગુરુલઘુ અવગાહન એકે, સિદ્ધ અનત નમીજીયે જિ૦ ૫

ફરસિત દેશ પ્રદેશ અસખ્ય, ગુણ અનત ઠવીજિયે, જિ૦
શ્રી શુભવીર જિનેશ્વર આગમ, અમૃતનો રસ પીજીયે જિ૦ ૬

કાવ્યમ્-અનશન૦ ૧ કુમતબોધ૦ ૨

મન્ત્ર.-ૐ હ્રીં શ્રીં પરમ૦ અગુરુલઘુગુણપ્રાપણાય નૈવેદ્ય ય૦ સ્વાહા
અગુરુલઘુગુણપ્રાપણાર્થં સપ્તમી નૈવેદ્ય પૂજા સ પૂર્ણ

---

## અષ્ટમી ફલ પૂજા

### દોહા

ગોત્રકરમ નાશે કરી, સિદ્ધ હુઆ મહારાજ,
ફલપૂજા તેહની કરી, માગો અવિચલ રાજ ૧

### ઢાળ આઠમી

કેરખાની દેશી

મેબી સેવક તેરા પાનકા, દુનિયાકે સાઇ ! મે બી૦
સેવક હમ કેઈ કાગકા, દુનિયાકે સાઇ ! મેબી૦ એ આકણી

સુણિયે દેવાધિદેવા ! ફળપૂજાકી સેવા,
દીજીયે શિવફળ રાજિયે, દુ૦ મે૦

પરિશાટન થઇ, અકૂચમાણુ ગઇ,
જિત્યો જગત કેરી આણુયે, દુ॰ મે॰ ૧

ગોત્રકરમ હરી, જ્યોતને જ્યોત મળી,
આપ બિ રાજે ગગમહેલમે, દુ॰ મે॰

સુખ અનંત લહે, નેવક દૂર રહે
લાજિયે અમોનારા શહેરમે દુ॰ મે॰ ૨

સંસારસુખ લીયો, વગ અનંત ગીયો,
તોભી ન એક પ્રદેશમે દુ॰ મે॰

સિધ્ધકો સુખ લીનો, તાકા ઓગ કીનો,
માવે ન લોકાકાશમે, દુ॰ મે॰ ૩

તાકો જો અગ્ર હેવે, તામે કયા હાનિ હોવે,
મહિમ ! ગરીબ નિવાજીયે, દુ॰ મે॰

મહેર નજર જોવે, નેવક કામ હોવે,
લોક લોકોત્તર છાજીયે દુ॰ મે॰ ૪

કર્મ કઠિન જડયો, ચાયુ કે સુખ ચડયો,
બાન કરત સમ લાજિયે, દુ॰ મે

અપહિ તેજે ગાયો, કર્મપટલ ઢાયો,
ઇતનો અતર બાજિયે, દુ॰ મે॰ ૫

શ્રેણિક આદે નિવા, ઓભી માયુગી દવા,
જિનપદ લેત બિરાજીયે, દુ॰ મે॰

સાચી ભગતિ કહી, કારણુ યોગ મટી,
કારજ કોડી દિવાજિયે દુ॰ મે॰ ૬

કર્મસૂદન તપે, નામ પ્રભુકો જપે,
જાગીયે જ્ઞાન અવાજિયે, દુ૦ મે૦

કોઇ ન નામ લેવે, સ્વામિ આશિષ દેવે,
**શ્રી શુભવીર** બળે ગાજિયે, દુનિયા કે સાઇ ! મે ખી૦ ૭

કાવ્યમ્—શિવતરો૦ ૧ શમરસૈ૦ ૨

મન્ત્ર -ૐ હ્રીં શ્રીં પરમ શ્રીગોત્રાતીતાય ફલાનિ ય૦ સ્વાહા

કળશ ગાયો ગાયો રે **મહાવીર**૦ પૃષ્ઠ ૧૮૨ ઉપરથી

ગોત્રાતીતાય અષ્ટમી ફલ પૂજા સપ્તમ સપ્તમે દિવસેડપ્યાપનીય
ગોત્રકર્મસૂદનાર્થં સપ્તમ પૂજાષ્ટક સમ્પૂર્ણમ્

---

## અષ્ટમે દિવસેડ'યાપનીય અન્તરાયકર્મ સૂદનાર્થ અષ્ટમ પૂજાષ્ટકમ્

**આ પૂજામા જોઇતી ચીજોના નામ—**

૧ પચામૃત જળ, ૨ કેસર, ૩ માલતી, જાઇના ફૂલ, ૪ અષ્ટાંગ ધૂપ, ૫ પાચ દીવટનો દીપક, એમજ વળી અહીં એકસો ને અઠ્ઠાવન દીપકની શ્રેણી વશમાવે ધરવી, ૬ તદુલનો નદાવર્ત્ત રકેબીમા કરવો, ૭ નૈવેદ્ય, ૮ ફળ

### પ્રથમ જલ પૂજા

દોહા

શ્રી શંખેશ્વર શિર ધરી, પ્રણમી શ્રીગુરુ પાય,
વછિતપદ વરવા ભણી, ટાળીશુ અતરાય ૧

જેમ રાજા રીઝ્યો થકો, દેતા દાન અપાર,
ભંડારી ખીજ્યો થકો, વારતો તેણી વાર ૨

તેમ એ કર્મ ઉદયથકી, નસારી કહેવાય,
ધર્મ કર્મ સાધનભણી, વિઘન કરે અંતરાય ૩

અરિહાને અવલંબિને, તરિયે ઇણે સંસાર,
અંતરાય ઉચ્છેદવા, પૂજા અષ્ટપ્રકાર ૪

## ઢાળ પહેલી

આબાના વડલા હેઠે ભયા રે મરોવર લહેરો લે છે રે,—એ દેશી

જળપૂજા કરી જિનરાજ, આગમ વાત વીતી કહો રે,
કહેતા નવિ આણો લાજ, કર જોડીને આગળ રહો રે જળ૦ ૧

જિનપૂજાનો અંતરાય, આગમ લોપી નિંદા ભજી રે,
વિપરીત પ્રરૂપણા થાય, દીનતણી કરુણા તજી રે જળ૦ ૨

તપસી ન નમ્યા અણગાર જીવતણી મેં હિંસા સજી રે
નવિ ભજિયો આ સંસાર, તુમ સરિખો ૨ શ્રી નાથજી રે જળ૦ ૩

રાક ઉપર કીધો કોપ, માપ કમ પ્રકાશિયા રે,
ધરમ મારગનો લોપ, પરમારથ કેતા હાસિયા રે જળ૦ ૪

ભણતાને કર્યો અંતરાય, દાન દીયતા મેં વારિયા રે,
ગીતારથને હેલાય, જાડ ઓની ધન ચોરીયા રે જળ૦ ૫

નર પશુઆ બાળક દીન, ભૂખ્યા રાખી આપે જમ્યો રે
ધર્મવેળાયે બળહીન, પરદારાશુ રંગે રમ્યો રે જળ૦ ૬

કૂડે કાગળિયે વ્યાપાર, થાપણ રાખીને ઓળવી રે,
વેશ્યા પરદેશ મોઝાર, બાળ કુમારિકા ભોળવી રે જળ૦ ૭

પજરીયે પોપટ દીધ, કેતી વાત કહુ ઘણી રે,
અતરાયકરમ એમ કીધ, તે સવિ જાણો છો જગધણી રે જળ૦ ૮

જળે પૂજતી દ્વિજનાર, સોમેસરી મુગતિ વરી રે,
શુભવીર જગત આધાર, આણા મે પણ શિર ધરી રે જળ૦ ૯

કાવ્યમ્—તીર્થોદકૈ૦ ૧ સુરનદી૦ ૨ જનમનો૦ ૩
મન્ત્ર -ૐ હ્રી શ્રી પરમ૦ વિઘ્નસ્થાનકોચ્છેદનાય જલ ય૦ સ્વાહા

વિઘ્નસ્થાનકોચ્છેદનાર્થં પ્રથમ જલ પૂજા સપૂર્ણ

---

## દ્વિતીય ચદન પૂજા

### દોહા

શીતળગુણ જેમા રહ્યો, શીતગ પ્રભુમુખ રગ,
આત્મ શીતળ કરવા ભણી, પૂજો અરીહા અગ ૧

અગવિલેપન પૂજના, પૂજો ઘસી ઘનસાર,
ઉત્તરપયડિ પચમા, દાન વિઘન પરિહાર ૨

### ઢાળ બીજી

કરપી ભૂડો સસારમા રે—એ દેશી

કરપી ભૂડો સસારમા રે, જેમ કપિલા નાર,
દાન ન દીધુ મુનિરાજનેરે, શ્રેણિકને દરબાર કરપી૦

કરપી શાસ્ત્ર ન સાભળેરે, તેણે નવિ પામે ધર્મ,
ધર્મવિના પશુ પ્રાણીયોરે, છડે નહીં કુકર્મ ક૦

દાનતણા અંતરાયથી રે, દાનતણો પરિણામ,
નવિ પામે ઉપદેશથી રે, લોક ન લે તસ નામ ક૦ ૩

કૃપણતા અતિ સાભળી રે, નાવે ઘર અણગાર,
વિશ્વાસી ઘર આવતા રે, કલ્પે મુનિ આચાર ક૦ ૪

કરપી લક્ષ્મીવતને રે, મિત્ર સજ્જન રહે દૂર,
અલ્પધની ગુણ દાનથી રે વછે લોક પડૂર ક૦ ૫

કલ્પતરુ કનકાચલે રે, નવિ કરતા ઉપકાર,
તેથી મરુધર રૂડો કેરડો રે, પથક છાય લગાર ક૦ ૬

ચદનપૂજા ધન વાવરે જે, ક્ષય ઉપશમ અતરાય,
**જિમ જયસૂરને શુભમતિ રે**, ક્ષાયિક ગુણ પ્રગટાય ક૦ ૭

શ્રાવક દાન ગુણે કરી રે, **તુ ગિયા** અભગ દુવાર,
**શ્રીશુભવીરે** વખાણીયા રે, **પ ચમ અ ગ** મઝાર ક૦ ૮

**કાવ્યમ્**—જિનપતે૦ ૧ સહજકર્મ૦ ૨

**મન્ત્ર**

ૐ હ્રીં શ્રી પરમ૦ દાનાન્તરાયનિવારણાય ચદન ય૦ સ્વાહા
દાનાન્તરાયનિવારણાર્થં દ્વિતીય ચદન પૂજા સપૂર્ણ

---

## તૃતીય પુષ્પ પૂજા

### દોહા

હવે ત્રીજી સુમનસ તણી, સુમનસ કરણ સ્વભાવ,
ભાવ સુગધ કરણ ભણી, દ્રવ્ય કુસુમ પ્રસ્તાવ ૧

માવતી ફૂલે પૂજતી, લાભ વિઘન કરી હાણુ
વણિકસુતા **લીલાવતી**, પામી પદ નિરવાણુ ૨

## ઢાળ ત્રીજી

ઓરા ઓરાજી આવો રે, કહું એક વાતનડી—એ દેશી

મનમંદિર આવો રે, કહું એક વાતનડી,
અજ્ઞાનીની સંગે રે, રમિયો રાતલડી મન૦ ૧

વ્યાપાર કરેના રે, દેશ વિદેશ ચલે,
પરસેવા સેવા રે, કોડી ન એક મળે મન૦ ૨

**રાજગૃહી** નયરે રે, દ્રમક એક ફરે,
ભિક્ષાચર વૃત્તિયે રે, દુ ખે પેટ ભરે મન૦ ૩

લાભાતરાયે રે, લોક ન તાસ દીયે,
શિલા પાડતો રે, પહોતો સાતમીયે મન૦ ૪

ઢંઢણ અણગારો રે, ગોચરી નિત્ય ફરે,
પશુઆ અંતરાયે રે, આહાર વિના વિચરે મન૦ ૫

**આદીશ્વર સાહેબ** રે, સંયમભાવ ધરે,
વરસીતપ પારણું રે, **શ્રેયાંસરાય** ઘરે મન૦ ૬

મિથ્યાત્વે વાહ્યો રે, આરતધ્યાન કરે,
તુજ આગમ વાણી રે, સમકિતી ચિત્ત ધરે મન૦ ૭

**જેમ પૂણીયો શ્રાવક** રે, સંતોષ ભાવ ધરી,
નિત્ય જિનવર પૂજે રે, ફૂલપગર ભરી મન૦ ૮

ભવનાર ભમતા રે, હું પણ આવી મળ્યો,
અંતરાય નિવારક રે, **શ્રીશુભવીર** મળ્યો. મન૦ ૯

નૈગમ એક નાગી ધુતી પણ, ઘેવર ભુખ ન ભાગી,
જમી જમાઇ પાછો વળીયો, જ્ઞાનદશા તવ જાગી ભૂલ્યો૦ ૩

કમડી કુટે ધનપતિ થાવે, અંતરાય ફળ આવે,
રોગી પરવશ અન્ન અરુચિ, ઉત્તમ ધાન ન ભાવે ભૂલ્યો૦ ૪

ક્ષાયિકભાવે ભોગની લબ્ધે, પૂજા ધૂપ વિશાળા,
**વીર કહે ભવ ત્રીજે સિદ્ધા, વિનયંધર ભૂપાળા.** ભૂલ્યો૦ ૫

કાવ્યમ્—અગરમુખ્ય૦ ૧ નિજગુણાક્ષય૦ ૨

મન્ત્ર.

ૐ હ્રીં શ્રીં પરમ૦ ભોગાન્તરાયદાહનાય ધૂપં ય૦ સ્વાહા૦

ભોગાન્તરાયદહનાય ચતુર્થી ધૂપ પૂજા સમ્પૂર્ણ

---

## પંચમી દીપક પૂજા

### દોહા

ઉપભોગ વિઘન પતંગિયો પડત જગત્ જસુ જ્યોત,
ત્રિશલાનંદન આગળે, દીપકનો ઉદ્યોત. ૧

ભોગવી વસ્તુ ભોગવે, તે કહિયે ઉપભોગ,
ભૂષણ ચીવર વલ્લભા, ગેહાદિક સંયોગ ૨

### ઢાળ પાંચમી

રાગ કાફી—અરનાથકુ સદા મેરી વંદના—એ દેશી
જિનરાજકુ સદા મોરી વંદના, વંદના વંદના વંદના રે
જિનરાજકુ સદા૦ એ આંકણી

ઉપભોગ અંતરાય હઠાવી, ભોગીપદ મહાનંદના રે, જિ૦
અંતરાય ઉદયે સંસારી, નિર્ધનને પરછંદના રે જિ૦ ૧

દેશ વિદેશે ઘર ઘર સેવા, **ભીમસેન** નરીંદના રે, જિ૦
સુખિય વિપાક સુખી ગિરનારે, દેવક તેહ સુણીંદના રે જિ૦ ૨

બાવીશ વરસ વિયોગે રહેતી, **પવનપ્રિયા** સતી અંજના રે જિ૦
**નળ દમયંતી** સતી **સીતાજી**, પટ્માસી આક્રંદના રે જિ૦ ૩

મુનિવરને મોદક પડિલાભી, પછી કરી ઘણી નિંદના રે, જિ૦
શ્રેણિક દેખે પાઉમ નિશિયે, **મમ્મણશેઠ** વિટંબના રે જિ૦ ૪

એમ સંસાર વિડંબન દેખી, ચાહું ચરણ જિનચંદના રે, જિ૦
ચકવી ચાહે ચિત્ત તિમિરારિ ભોગીભમર અરવિંદના રે જિ૦ ૫
**જિનમતિ ધનમિરિ** દો માહેલી, દીપક પૂજ અખંડના રે જિ૦
શિવ પામી તેમ ભવિ પદ પૂજો, શ્રી **શુભવીર**જિણંદના રે જિ૦ ૬

કાવ્યમ્-ભવતિ દીપ૦ ૧ શુચિમના૦ ૨

મન્ત્ર

ૐ હ્રીં શ્રીં પરમ૦ તુયવિઘ્નોચ્છેદનાય દીપં ય૦ સ્વાહા
તુયવિઘ્નોચ્છેદનાય પંચમી દીપક પૂજા સમાપ્ત

---

અષ્ઠી અક્ષત પૂજા

દોહા

વીર્ય વિઘન ઘન પડલસે, અવરાણું [illegible],
કરણ ગ્રીષ્મ સમ [illegible] [illegible] આ[illegible] ૧

અક્ષત શુદ્ધ અખંડશુ, નંદાવર્ત્ત વિશાળ,
પૂરી પ્રભુ સન્મુખ રહી, શુણીયે જગત દયાળ    ૨

## ઢાળ છઠ્ઠી

મફળ ભઈ મેરી આજુકી ઘરિયા-એ દેશી

જિણંદા પ્યારા ! મુણીંદા પ્યારા ! દેખોરી જિણંદા ભગવાન !
દેખોરી જિણંદા પ્યારા ! એ આંકણી

ચરમ પયડિકો મૂલ વિખરીયા, ચમર તીરથ સુલતાન, દે૦
દર્શન દેખત મગન ભયે હૈ, માગત ક્ષાયિક દાન    દે૦ ૧

પચ વિઘ્નકો ખય ઉપશમસે, હોવત હમ નહીં લીન, દે૦
પાગલ બળહીણા દુનિયામેં, **વીગે સાલવી** દીન    દે૦ ૨

હરિબળ ચક્રી શક્ર જ્યુ બળી એ, નિર્બળકુળ અવતાર, દે૦
**બાહુબળી** બળ અક્ષય કીનો, ધન ધન **વાલીકુમાર** દે૦ ૩

સફળ ભયો નર જ ન્મ હમેરો, દેખત જિન દેદાર,    દે૦
લોહચમક જ્યુ ભગતિને હલિયે, પારસ સાઈ વિચાર દે૦ ૪

**કીરયુગલ** વીહિ ચચુમેં ધરતે, જિન પૂજત ભએ દેવ, દે૦
અક્ષતસે અક્ષયપદ દેવે, **શ્રી શુભવીરકી** સેવ દેખોરી ૫

કાવ્યમ્-ક્ષિતિતલે૦ ૧ સહજભાવ૦ ૨

### મન્ત્ર

ૐ હ્રીં શ્રી પરમ૦ વીર્યાન્તરાયદહનાય અક્ષતાન્ ય૦ સ્વાહા

વીર્યાન્તરાય દહનાય ષષ્ઠી-અક્ષત પૂજા સંપૂર્ણ

નૈવેદ્ય ઠવી જિન આગે માગો, હલિનૃપ સુર અવતારા, જિ૦
ટાળી અનાદિ આહારવિકારા, સાતમે ભવ અણાહારા જિ૦ ૭

મગવિહ શુદ્ધિ સાતમી પૂજા, સુગઈ સગભય હારા, જિ૦
શ્રીશુભવીરવિજય પ્રભુ પ્યારા, જિન આગમ જયકારા જિ૦ ૮

કાવ્યમ—અનશન૦ ૧ કુમતબોધ૦ ૨

મન્ત્ર —ૐ હ્રીં શ્રીં પરમ૦ સિદ્ધપદપ્રાપણાય નૈવેદ્ય ય૦ સ્વાહા

સિદ્ધપ પ્રાપણાર્થં સપ્તમી નૈવેદ્ય પૂજા સમ્પૂર્ણ

---

## અષ્ટમી ફલ પૂજા

### દોહા

અષ્ટ કર્મદળ ચૂરવા, આઠમી પૂજા સાર,
પ્રભુ આગળ ફળ પૂજતા, ફળથી ફલ નિર્ધાર ૧

ઈંદ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ,
પુરુષોત્તમ પૂજા કરી—માગે શિવફળ ત્યાગ ૨

### ઢાળ આઠમી.

રાગ ધનાશ્રી-ગિરુઆ રે ગુણ તુમ તણા—એ દેશી.

પ્રભુ ! તુજ શાસન અતિ ભલુ, માને સુરનર રાણો રે,
મિચ્છ-અભવ્ય ન ઓળખે, એક અંધો એક કાણો રે પ્ર૦ ૧

આગમ વયણે જાણીયે, કર્મતણી ગતી ખોટી રે,
સીમ કોડાકોડી સાગરુ, અંતરાય થિતિ મોટી રે પ્ર૦ ૨

ધ્રુવબંધી ઉદયી તથા, એ પાંચે ધ્રુવ સત્તા રે,
દેશઘાતિની એ મહી, પાંચે અપરિચિત્તા રે. ભ૦ ૫

સપરાય બધે કહી, સત્તા ઉદયે થાપી રે.
ગુણઠાણું લહી બારમું, નાઠી જીવ વિપાકી રે. ભ૦ ૬

જ્ઞાનમહોચ્છવ તે વર્યો, ઋદ્ધિ અનંત વિલાસી રે,
ફળપૂજા ફળ આપીએ, અમે પણ તેહના આશ રે. ભ૦ ૭

કીરયુગલશું દુર્ગતા, નાઠી જેમ શિવ પામી રે.
અમે પણ કરશું તેહવી, ભક્તિ ન ગણું ખામી રે. ભ૦ ૮

સાચી ભક્તે રિઝવી, સાહિબ દિલમાં ધર્યું રે,
ઉત્સવ રંગ વધામણા, મન વાંછિત સવિ ફળ્યું રે. ભ૦ ૯

કર્મસૂદનતપ તરુફળે, જ્ઞાન અમૃતરસ ધારા રે,
શ્રી શુભવીરને આધારે, જગમાં જય જયકારા રે. ભ૦ ૧૦

## કલશ

રાગ ધનાશ્રી–તુઠો તુઠો રે, એ દેશી

ગાયો ગાયો રે, મહાવીર જિનેશ્વર ગાયો.

ત્રિશલામાતા પુત્ર નગીનો, જગનો તાત કહાયો,
તપ તપના કેવળ પ્રગટાયો, સમવસરણ વિરચાયો રે. ભ૦ ૧

રયણ સિંહાસન બેસી ચોમુખ, કર્મ સૂદન તપ ગાયો,
આચારદિનકરે વર્દ્ધમાનસૂરિ, ભવિ ઉપકાર કરાયો રે. મ૦ ૨

પ્રવચનસારોદ્ધાર કહાવે, સિદ્ધસેન સૂરિરાયો,
દિન ચઉસઠિ પ્રમાણે એ તપ, ઉજમણું વિધિ ... રે. મ૦ ૩

ઉજમણાથી તપ ફળ વાધે, ઇમ ભાખે જિનરાયો,
જ્ઞાન-ગુરુ ઉપકરણ કરાવો, ગુરુગમ વિધિ વિરચાયો રે મહા૦ ૪

આઠ દિવસ મળી ચોસઠ પૂજા, નવ નવ ભાવ બનાયો,
નરભવ પામી લાહો લીજે, પુણ્યે શાસન પાયો રે મહા૦ ૫

**વિજયજિનેંદ્ર સૂરીશ્વરરાજ્યે, તપગચ્છ કેરો રાયો,**
**ખુશાલવિજય માનવિજય** વિબુધના, આગ્રહથી વિચરાયોરે ૬

વડઓશવાલ **ગુમાનચંદસુત,** શાસન રાગ સવાયો,
ગુરુભક્તિ **શા ભનાનચંદ** નિત્ય, અનુમોદન ફળ પાયો રે મહા૦ ૭

**મૃગ બળદેવ મુનિ રથકારક,** ત્રણય હુઆ એક ઠાયો,
કરણ કરાવણ ને અનુમોદન, સરીખા ફળ નીપજાયો રે મહા૦ ૮

**શ્રી વિજયસિંહ સૂરીશ્વર** કેરા, **સત્યવિજય** બુધ ઠાયો,
**કર્પૂર વિજય** તસ **ખિમાવિજય** જસ, વિજય પરંપર
ધ્યાયો રે મહા૦ ૯

પંડિત શ્રી **શુભવિજય** સુગુરુ મુજ, પામી તાસ પસાયો,
તાસ શિષ્ય **ધીરવિજય** સલૂણા, આગમ રાગ સવાયોરે મહા૦ ૧૦

તસ લઘુ બાંધવ **રાજનગરમેં,** મિથ્યાત્વ પુંજ જલાયો,
પંડિત **વીરવિજય** કવિ રચના, સંઘ સકળ સુખદાયો રે મહા૦ ૧૧

પહેલો ઉત્સવ **રાજનગરમેં,** સંઘ મળી સમુદાયો,
કરતા જેમ **નંદીસર** દેવા, પૂરણ હર્ષ છવાયો રે મહા૦ ૧૨

**કળશ.**

શ્રુતજ્ઞાન અનુભવ તાન મંદિર, બાજવત ઘટા કરી,
તવ મોહ પુંજ મમૂલ જલતે, ભાગતે સગ ઠીકરી,

હમ રાજતે જગ ગાજતે, દિન અખય તૃતીયા આજ થે,
શુભ વીર વિક્રમ વેદ મુનિ વસુ, ચન્દ્ર વર્ષ વીરાજતે.
૪ ૭ ૮ ૧

[ વિધિ-પ્રત્યેક દિવસે આઠમી પૂજાને અંતે કળશ ભણીને પછી કાવ્ય અને મંત્ર ભણવો. ]

કાવ્યમ્-શિવતરે૦ ૧ ચમરૈસ૦ ૨

મન્ત્ર —

ૐ હ્રીં શ્રીં પરમ૦ અષ્ટમકર્મોચ્છેદનાય ફલાનિ ય૦ સ્વાહા

અષ્ટમકર્મોચ્છિનાર્થં અષ્ટમી ફલ પૂજન સંપૂર્ણમ્

---

અષ્ટમદિને વ્યાપનીય અંતરાયકર્મ સૂદનાર્થં
અષ્ટમ પૂજાષ્ટક સંપૂર્ણમ્

આઠે કર્મનાં મૂળ ઉચ્છેદવાને માટે કર્મસૂદન તપ ચોસઠ દિવસનો છે, તે નીચે પ્રમાણે જાણવો. પ્રત્યેક કર્મ આશ્રયી ઉપવાસથી માંડી આઠ કવલ (કોળિયા) સુધીનું તપ આઠ દિવસ કરવું ૬૪ દિવસના તપનો મંત્ર નીચે પ્રમાણે છે

| કર્મની સંખ્યાના અંક | જેને આશ્રયીને કર્મસૂદન તપ કરવું, તે કર્મના નામનું કોષ્ટક | ઉપવાસ | એકાસણું | એકસીથ | એકલઠાણું | એકદત્તી | નીવિ | આયંબિલ | આઠકવલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનાવરણીય કર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૨ | દર્શનાવરણીય કર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૩ | વેદનીયકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૪ | મોહનીયકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૫ | આયુકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૬ | નામકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૭ | ગોત્રકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૮ | અંતરાયકર્મ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |

પંડિત શ્રી વીરવિજયજી કૃત ચોસઠપ્રકારી પૂજા સમાપ્ત

---

# વાચનાચાર્ય શ્રી વિજય માણકસિંહ સૂરિ કૃત શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજા

## પૂજા-વિધિ

સર્વ વસ્તુ પાંચ પાંચ લાવવી, અષ્ટ દ્રવ્યથી પાંચ રકેબીઓ ભરવી. એક સ્નાત્રીયો રકેબી લેઈને ઉભો રહે, બીજા કલશ લેઈને ઉભા રહે, પછી પહેલી પૂજાની પાંચ ઢાળો કહી, કાવ્યમંત્ર ભણી, પ્રભુને જલ સ્નાત્ર કરી, ચંદને પૂજી, પુષ્પ ચઢાવી, ધૂપ ઉખેવવો એમ અષ્ટ દ્રવ્યથી પૂજા કરવી પછી બીજી રકેબી લેવી, એ રીતે પાંચે પૂજાઓ ભણાવવી ત્રીજી પૂજામાં વરસીદાન વખતે યથાશક્તિ યાચકને દાન આપવું પૂજા ભણાવ્યા પછી આરતી મંગલદીવો કરવો

શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજા વિધિ સમાપ્ત

---

## શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજા

### દોહા

પરમ ધરમ પૂરણ કલા, પરમાનંદ પ્રકાશ,
પ્રણમું પંચાસર પ્રભુ, પુરિસાદાણી પાસ

સમરી શારદ શારદા, વદી ગુરુ ગુણ વાસ,
કલ્યાણક પૂજા રચું, આણી મન ઉલ્લાસ

શાસન નાયક સાહિબો, ત્રિશલાનંદન તાસ,
કલ્યાણક કીર્તન કરી, લહિયે લીલ વિલાસ

ચ્યવન જનમ પાવન ચરણ, કેવલ મોક્ષ નિવાસ,
પંચ કલ્યાણક પૂજતા, નિશ્ચે પાતક નાશ ૪

કલ્યાણ પ્રભુના કરી, સર્વ સુરાસુર સાથ,
જિણ નદીશ્વર જઈ, નમી શાશ્વત જિન નાથ ૫

કલ્યાણક મહિમા તિહાં, આઠ દિવસ અભિરામ,
કરતા પૂરણ કોડથી, લેવા અવિચલ ધામ ૬

તિણવિધિ તીર્થપતિ તણી, પૂજા અષ્ટ પ્રકાર,
કરી વરી કેવલ રમા, પામો ભવજલ પાર

ઇંગદશ લખ એસી સહસ, છસ્સે પીસ્તાલીશ,
માસખમણ કરી મુનિપણે, સેવી સ્થાનક વીશ ૮

નંદન ભવ જિન નામનો, બંધ કરી બલવંત,
પ્રાણત સ્વર્ગ ગયા પ્રભુ, મંજુલ ભાગ્ય મહંત ૯

વિલસે સાગર વિંશતિ, આયુષ ત્યાં અભિરામ,
અખિલ અમર ગણથી અધિક, રૂપ કાંતિ ગુણ ધામ ૧૦

શાશ્વત જિનવર સેવતા, સુંદર ભક્તિ સહિત,
સુખ ભોગવતા સ્વર્ગના, કરતા કાલ વ્યતીત ૧૧

---

## પ્રથમ ચ્યવન કલ્યાણક પૂજા

### દોહા

વર્તમાન શાસન વિભુ, વર્દ્ધમાન ભગવાન,
પરમેષ્ઠિ પ્રભુ પૂજિયે, પ્રથમ ચ્યવન કલ્યાણ ૧

## ઢાલ પહેલી રાગ-પીલુ બરવો

મેરે સજ્જનમેં યુ જા કહના એ દેશી.

શાસન નાયક જિનપતિ સેવો, ભવિજન નિર્મલ ભાવ ધરીરે,
એ આકણી

જબૂ દક્ષિણ ભરતે જાણો, માહણકુંડ નગર વર માનો,
વિપ્ર રિષભદત્ત નામ વખાણો
દેવનદા નામની, તસ ગજગામિની,
કામિની ગુણ ભરીરે. શાસન૦ ૧

અષાઢ સુદ છઠ રજની અમદે, ઉત્તરાફાલ્ગુની ઉડુગત ચદે,
પ્રાણત પુષ્પોત્તરથી જિણુંદે,
તાસ ઉદર અવતાર, ધર્યો નિરધાર, અનતર ચ્યવન
કરીરે શાસન૦ ૨

વારણ વૃષભ સિહાદિક વારુ, ચતુરા ચૌ૦ સુપન જોઇ ચારુ,
પતિ પુર કહત વચન વદી પ્યારુ,
વિપ્ર વદે તવ વાણ, થશે ગુણ ખાણ, તનુજ તુજ તેજ
હરિ રે શાસન૦ ૩

પ્રીતમ વાણી સત્ય પ્રમાણી, સુખ ભોગવતી વિચરે શાણી,
પેખે તવ અવધે પવિપાણી,
જગમાણુક જિનરાય, નમે નિર્માય, નમુથ્થુણ ઉચરીરે
શાસન૦ ૪

### દોહા

સકદન સિહાસને, જોઇને એમે જામ,
સશય એવો સપજે, તેના મનમા તામ

નીચ કુલે આવે નહી, જિન ચકી હરિ રામ,
આવે ઉત્તમ અન્વયે, આગમ રીતિ આમ ૨

અંતિમ જિન કિમ આવિયા, વાડવ કુલ વિપરીત,
એ અતિ અણઘટતુ થયુ, ચિંતે પુરુહૂત ચિત્ત. ૩

ઢાલ બીજી રાગ વઢંસ

નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ દેશી.

વિજાજ એણીપેરે ચિત્ત વિચારે,
અનુપમ આગમને આધારે વિડૌજા૦ એ આંકણી
ઉત્સર્પિણી અવસર્પિણી, જાય અનતી જ્યારે,
અચ્છેરા ભૂત ઉપજે એવા, કોઇક પદારથ ત્યારે વિડૌજા૦ ૧

નીચગોત્ર કરમથી નિકાચ્યુ, મરિચી તણે અવતારે,
આવી બ્રાહ્મણ કુલ અવતરિયા, એહ કરમ અનુસારે વિડૌજા૦ ૨

જો કે ઇમ ઉપજે પણ જિન જનિ, નીચ કુલે નવિ ધારે,
ઇંદ્રાચારથી ઉત્તમ કુલમા, સક્રંદન સંચારે. વિડૌજા૦ ૩

માટે મહાકુલ જિનમાણકને, મૂકવા જોઈયે મ્હારે,
એતાદશ અભિલાષ અંકુરિત, આખંડલ અવધારે. વિડૌજા૦ ૪

દોહા

હરિ નૈગમેષીને હરિ, તેડી કહે તનપાળ,
માહણકુંડ નગર જઈ, લઈ જિન જગત દયાલ ૧

ક્ષત્રિયકુંડ નગર વિશે, સિદ્ધારથ ભૂપાલ,
તસ રાણી ત્રિશલા તણે, ઉદર ધરો ઉજમાલ, ૨

ગર્ભ સુતા રૂપ તેહને, માહણી કૂખ મઝાર,
થાપી પ્રત્યર્પણ કરો, આણા એહ ઉદાર ૩

## ઢાલ ત્રીજી રાગ કુમઠી

નેમ વચન શરથી મન વીંધી એ દેશી

વાસવ આણા વચન વિનયથી, અંજલિ કરી શિર અંગીકરે રે,
વાસર રજની બ્યાશી વ્યતીતે, કાય સકલ તે દેવ કરે રે વાસવ૦ ૧

જબ તે નિર્જર શ્રી જિનવરને, ત્રિશલા રાણીની કૂખ ધરે રે,
દેખે તવ સા દેવાનંદા, ત્રિશલા ચૌદશ સ્વપ્ન હરે રે વાસવ૦ ૨

તે રજની સા ત્રિશલા રાણી, સૂતી સુંદર શયન ધરે રે,
ચાદ સુપન જોઇ જાગી ચતુરા, હર્ષિત પુલકિત હર્ષ ભરે રે વાસવ૦ ૩

જગજીવન જિનમાણુક જનની, ઉઠી શય્યાથકી ઉતરે રે,
હંસ ગતિ જઇ મન હરખતી, ઉર્વીપતિ આગલ ઉચરે રે વાસવ૦ ૪

### દોહા

વલ્લભ વાસ ભવન વિશે, સૂતા સુખભર સેજ,
આજે મેં અવલોકિયા, ચૌદ સુપન ઘન તેજ ૧

## ઢાલ ચોથી રાગ બિહાગ ત્રિતાલ

નગીનારે નેહ નજર કરી આજ એ દેશી

સલૂણા રે સ્વપ્ન લહ્યા મેં સાર, એ આંકણી
પહેલે સુપને ગજવર પેખ્યો, બીજે વૃષભ ઉદાર સલૂણા રે૦
ત્રીજે કમનીય કેશરી ચોથે, શ્રીદેવી શ્રીકાર. સ૦ ૧

પચમે ફૂલની માલા પાવન, છઠ્ઠે શશી સુખકાર  મ૦
સાતમે સવિતા આઠમે ધ્વજ શુભ, નવમે ઘટ નિરધાર  સ૦ ૨

દીઠું પદ્મ સરોવર દશમે, અગીયારમે અકૂપાર  મ૦
બારમે દેવ વિમાન તેરમે, રમ્ય રતન અબાર  ન૦ ૩

જોઇ ધનજય ચૌદમે જાગી, પ્રીતમ પ્રાણાધાર  સ૦
માતુ થશેએ સ્વપ્ન માણકવી, ફલ મજુલ કિમ ફાર  સલગુણે૦ ૪

## દોહા.

સ્વપ્ન પ્રિયા મુખ સાભલી, આણી હર્ષ અપાર,
અર્થ કહે અવનીપતિ, નિજ મતિને અનુસાર  ૧

## ઢાલ પાચમી. રાગ દેશ

નિમતા નત કરીશ ઉચાટ કે વહેલા આવશુ રે એ દેશી

જપે જાયા આગલ સ્વપ્ન અર્થ જગતીપતિ રે,
ભાખે વિશાલા આગલ સ્વપ્ન અર્થ ભૂમિપતિરે  એ આકણી

વિપુલ અથ સુખ ભોગ વિશાલા, મજુ મહોદય મગલ માલા,
થાશે રગ રસાલા, રમ્ય રમા રતિ રે. જપે૦ ૧

પરમ પ્રતાપી પુણ્યે પૂરો, ઉત્તમ ગુણથી નહીં અધૂરો,
હોશે સુત બહુ શૂરો, તુજ હસ્તિ ગતિ રે  જપે૦ ૨

વલ્લભ મુખની વલ્લભ વાણી, સાભલી રાણી હર્ષ ભરાણી,
સત્ય પ્રમાણી બેઠી, જઈ શય્યા પ્રતિ રે  જપે૦ ૩

જિન ગુરુ માણક કથા કરતી, પરમ ધરમનુ ધ્યાન ધરતી,
સ્વપ્ન સ્મરતી, વિચરે પુણ્યવતી સતી રે  જપે૦ ૪

વરેણ્ય લક્ષણ વિનીત વિચક્ષણ, ધીર વીર ગભીર,
નિરુપમ જગદાનંદન નંદન, હોશે તુમ કુલ હીરરે મિ૦ ૩

રાજ્ય પતિ રાજાનો રાજા, ચક્રી ચારુ ચરિત્ર,
અથવા ત્રિભુવન માણક અર્હિત, થાશે પુત્ર પવિત્રરે. મિ૦ ૪

## દોહા

સ્વપ્ન અર્થ એ સાભળી, મહિપતિ મન હરખાય,
જોખીને સંતોષિને, વિગતે કરે વિદાય ૧

ઇંદ્ર ધનદ આદેશથી, તિર્યગ્‌જૃંભક તામ,
ભૂરિ કનક રત્ને ભરે, સિદ્ધારથ નૃપ ધામ ૨

શુભ થયા પ્રભુ ગર્ભમા, જનની ભક્તિ નિમિત્ત,
નિશલા સોક ધરે તદા, ચિંતે પ્રભુ નિજ ચિત્ત ૩

## ઢાલ બીજી

પામ્યો પામ્યો પદ્મણી નારી હો—એ દેશી

ન્યારી ન્યારી નિતાત નહારી હો, ગતિ મોહ કરમની ન્યારી,
એ આંકણી

કર્યું હતુ મે સુખ કરવાને, એતો ઉલટુ મુજ અણાને,
થયુ અતિ દુઃખકારી હો. ગતિ૦ ૧

જનની મન દુઃખ કારણ જાણી, અંગ હલાવ્યુ અચરિજ આણી,
અવધે એમ વિચારી હો ગતિ૦ ૨

સમજી ગર્ભ કુશળતા શાણી, રાણી ત્રીશલા હર્ષ ભરાણી,
વિષમ વિકલ્પ વિસારી હો. ગતિ૦ ૩

જિન માણિક્ય અભિનહ ધારે, માતપિતા જીવતા મ્હારે,
થવુ નહી અણગારી હો. ગતિ મોહ કરમની ન્યારી ૪

## દોહા

પૂરે દોહદ ભૂપતિ, સખી શિખામણ દેત,
વહતી ગર્ભ વિનોદથી, ત્રિશલા શાત સમેત.

ભૂમિ ધાન્ય ભરે ભરી, સદાગતિ સુખકાર,
શકુન સકલ જય સૂચવે, આશા તેજ ઉદાર

રવિ મુખ ગ્રહ ઉત્તમ સવી, લલિત યોગ શુભ લગ્ન,
મગલ માન મહોસવે, જનપદ સમદ મગ્ન.

ચૈત્ર શુકલ તેરસ નિશિ, ઉત્તરાફાલ્ગુની ચદ,
જગજીવન જિન જનમિયા, પ્રગટયો પરમાનદ

વાગી દુદુભિ વ્યોમમા, પ્રસર્યો ભુવન પ્રકાશ,
સુખ પામ્યા સહ નારકી, ઉર્ધ્વ લહી ઉચ્છ્વાસ

## ઢાલ ત્રીજી

ભકિત નૌકામા બેશીને અમે ભવ તરિયે એ દેશી

છપ્પન દિગ કુમરી આવીને, કરે નિજ કરણી,
નિજ કરણીરે, અનાદિ ભવ તરણી છપ્પન૦ એ આકણી

જિન જિન જનની નમી, યોજન ક્ષેત્રથીરે,
કચરો કાઢીને કરતી શુદ્ધ ધરણી,
શુદ્ધ ધરણીરે, કરતી શુદ્ધ ધરણી છપ્પન૦

વારિ કુસુમ વરસે, મુકુર કલશાવલીરે,

વીંજણ ચામરને, ધરતી દીપ ત્સમણી,
દીપ મરણી રે, ધરતી દીપ સમની છપ્પન૦ ૨

રભા મ૦ન રચી ગ્નપી શગુગારતી રે,
રક્ષાપોટલી, બાંધી મન હરખી,
મન હરખીરે, બાંધી મન હરખી છપ્પન૦ ૩

ત્રિભુવન આણેક તમે, જિન ઘણુ જીવજો રે
આશીશ ઇમ આપે, વિભુ ગુણ વરણી, ગુણ વરણીરે,
વિભુ ગુણ વરણી છપ્પન૦ ૪

## દોહા

તાવિષ પતિ આસન તદા, થર હર કંપિત થાન,
જાણે અવધિ જ્ઞાનથી, જનમ્યા શ્રી જિનરાય ૧

સિંહાસન તજી શચીપતિ, સુમુખ પગ સગ આઠ,
જઇ વદે જિનરાજને, કરી શક્રસ્તવ પાઠ ૨

ત્રેશઠ શક્ર ગયા તના, સુર સહ સુર ગિરિ રાગ,
સ્વામિ શરણ સોહમપતિ, આવે અધિક ઉમંગ ૩

## ઢાળ ચોથી

રામ નામ રસ પીજે, પ્યાલા પીજેરે એ દેશી

આમ ધામ હરિ આવે, હરખે આવે રે, આવે રે, આવે
બહુ ભાવે. એ આંકણી

જનની વદી મન આનંદી,
પ્રભુપદ પદ્મ વધાવેરે, વધાવેરે, વધાવે બહુ ભાવે આપ્ત૦

માઠીને ગાની નિંદ પમાળી, પ્રતિબિંબ પાન્ન ઠાવેરે, ઠાવેરે.
ઠાવે બહુ ભાવે આ૦ ૧

સુરગિરિ શૃંગે પ્રભુને રંગે, પંચરૂપ કરી લાવેરે, લાવેરે, લાવે
બહુ ભાવે. આ૦
ઉલટ વિશેષે આસન બેસે, પ્રભુને અંક ધરાવેરે, ધરાવેરે,
ધરાવે બહુ ભાવે આ૦ ૨

તવ સુર વૃંદા ચોસઠ ઇંદા, મન સમુદિત થાવેરે થાવેરે,
થાવે બહુ ભાવે આ૦
શાસ્ત્ર પ્રમાણી સ્નાત્ર પૂજની, શુભ સામગ્રી મિલાવેરે,
મિલાવેરે, મિલાવે બહુ ભાવે આ૦ ૩

જિન મુખ નિરખે હરખે, નિરુપમ સુખ રસ પાવેરે,
પાવેરે, પાવે બહુ ભાવે આ૦
હરિહર મલિયા ભગતે ભવિયા, જિન માણક ગુણ
ગાવેરે, ગાવેરે ગાવે બહુ ભાવે આ૦ ૪

## દોહા

ક્ષીરો ધિ દ્રહ કુંભના, માગધને વરદામ,
લલિત તીર્થ જલ લાવના, આષધિ ફલ અભિરામ ૧

તીરથ મૃત્તિકા તથા, ચંદન સુમનસ ચંગ,
નરસ ધૂપ ચરણ શુચિ, આણે અતિ ઉછરંગ

દર્પણ ચામર દીપતા, છત્ર કલશ શ્રીકાર,
સામગ્રી મની સ્નાત્રની, કરતા સુર તૈયાર

## ઢાળ પાચમી. રાગ કાફી

ચિત્ત તુમે કરો ભવિક જન, મણિ તદુલ ઉ૦૨. એ દેશી

સુરપતિ કરે મેરુ પર, જિન જન્માભિષેક એ આકણી
આઠ જાતિના કલશ અનોપમ, આઠ મહસ પ્રત્યેક,
ક્ષીર નીર ભરી જિનપર ઢાલે, ઇમ અઢીસે અભિષેક સુર૦ ૧

અચ્યુતાદિક હરિ સામાનિક, લોકપાન મુખ લેખ,
ઈંદ્રાણી આનદ ભરાણી, ન્હવણુ કરે ધરી ટેક સુર૦ ૨

ચદન ચરચી કુસુમે અચ્ચી, ધરી આભરણુ અનેક,
સ્તવન નમન કરી જઈ જિન જનની, મસીપ ઠવે સુવિવેક, સુર૦ ૩
નિદ્રા હરી ધરી અગુઠ અમૃત, વરસી ધન અતિરેક,
નદીશ્વર જિનમાણુક મહિમા, કરતા સુરવર છેક સુર૦ ૪

કાવ્યમ્—ગર્ભશ્રીપિચ૦

મત્ર-ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે મહાવીર જિનેદ્રાય અર્હતે
જલ ચદન ૦ યજામહે સ્વાહા.

દ્વિતીય જન્મ કલ્યાણુ પૂજા સપૂર્ણ

---

## તૃતીય દીક્ષા કલ્યાણુક પૂજા

### દોહા

સવારમા સિદ્ધારથે, છોડયા બદિ સમસ્ત,
સસ્તી કરી વસ્તુ સવી, શણગાર્યું પુર શસ્ત, ૧
બાધ્યા તોરણુ બારણે, સ્વસ્તિક પૂર્યા સાર,
સુમનસ ધૂપ સુગધતા, નૃત્યાદિક મનોહર ૨

કરજ રહિત રઇયત કરી, આપ્યા દાન અપાર,
ઓચ્છવ રંગ વધામણા, જિન પૂજા જયકાર ૩

વાજા વર વજડાવિયા, ગવરાવ્યા શુભ ગીત,
સ્થિતિપતિના ઓચ્છવ કર્યો, રૂડી કુલવટ રીત. ૪

જ્ઞાતિ જમાડી જુક્તિશુ, દેઇ સ્વજન સનમાન,
નામ ઠવ્યુ નંદનતણુ, વર્દ્ધમાન ગુણવાન ૫

હરિ લાંછન કાંચન તનુ, અમૃત પાન કરંત,
દ્વિતીયા ચંદ્ર પરે વિભુ, દિન દિન વૃદ્ધિ લહંત ૬

## ઢાલ પહેલી રાગ ભૈરવી

એ જમના અભિલાખ, સરસ મહી એ જમના અભિલાખ-એ દેશી

**વર્દ્ધમાન** ભગવાન, ભુવનમણી, **વર્દ્ધમાન** ભગવાન એ આંકણી.

મનહર સ્ફૂર્તિ મંગલ મૂર્તિ, નૂતન રૂપ નિધાન, ભુવન૦
શારદ શશિ સમ વદન મનોરમ, અધર વિદ્રુમ ઉપમાન. ભુવન૦ ૧

ઘુઘર વાલા કુતલ કાલા, દંત તતિ નિત વાન, ભુવન૦
શ્વાસ સબંધી નમીર સુગંધી, કરપદ કમલ સમાન. ભુવન૦ ૨

ગજપતિ ગામી અમલ અનામી, પુદ્ગલ પ્રબલ પ્રધાન, ભુવન૦
સહજ અષ્ટોત્તર લક્ષણ સુંદર, મતિ શ્રુત અવધિ માન ભુવન૦ ૩

પૂરણ પ્રતાપી મધુરાલાપી, વિદિત સકલ વિજ્ઞાન, ભુવન૦
નિખિલનાનંદન ત્રિશલાનંદન, ગુણ ગણ માણક
ખાણ ભુવન૦ ૪

## દોહા

ક્રીડા કરે પ્રભુ એકદા, લઘુ વય બાલક હજાર,
વાસવ તવ બલ વર્ણવે, મરુત સભા મોઝાર ૧

## ઢાલ બીજી રાગ ભૈરવ

હોન ગીલારામ તોકયા દિકરો આરામ એ દેશી,

નાથ લઘુ બાન તોએ શક્તિ વિશાન, શક્તિ વિશાલ,
**વર્દ્ધમાન** સુકુમાન, નાથ લઘુબાન તોએ શક્તિ વિશાલ
લાખો જો લેખ મની બીવડાવે હજારે,
ભય મનમા ન ધારે લગારે, લગારે
તોએ શક્તિ વિશાન, નાથ લઘુ બાલ તોએ શક્તિ વિશાલ
એ આકણી

## સાખી

મિથ્યાદૃષ્ટિ મત્સરી, અમર એક તવ આય,
થૂલ ભયંકર અહિ થઇ, વૃક્ષ ઉપર વિંટાય,
ભય મનમા ન ધારે લગારે લગારે,
તોએ શક્તિ વિશાન નાથ૦ શક્તિ૦ લાખો૦ ૧

## સાખી

દીર્ઘપૃષ્ઠને દેખતા, બ્હીને નાઠા બાન,
પકડી નિજ હાથે પ્રભુ, કરે દૂર તતકાલ,
ભય મનમા ન ધારે લગારે લગારે,
તોએ શક્તિ વિશાન નાથ૦ શક્તિ લાખો૦ ૨

## સાખી

ધૃષ્ટપણે સુર તે ધરે, સાન તાલનુ રૂપ,
પ્રકૃષ્ટ સુષ્ટિ પ્રકાશથી, વાધે નિષ્ટપ ભૂપ
ભય મનમા ન ધારે લગારે, લગારે
તોએ શક્તિ વિશાલ નાથ૦ શક્તિ૦ લાખો૦ ૩

## સાખી

સુર ગયો જિન માણિક્યને, ખામી નામી શિર,
તુષ્ટ ચિત્ત મધવા તદા, નામ ધર મહાવીર,
ભય મનમા ન ધારે લગારે લગારે
તોએ શક્તિ વિશાલ નાથ૦ શક્તિ૦ લાખો૦ ૪

## દોહા

આઠ વર્ષની ઉમ્મરે, માત પિતા મનોહાર,
નિશાળે જગનાથને, આણે હર્ષ અપાર ૧

સશય પડિતના સવી, ટાળે ત્યા જગ તાત,
જૈનેન્દ્ર વ્યાકરણ વર, તદા થયુ વિખ્યાત ૨

પિતૃવ્ય નામ સુપાર્શ્વ છે, નદિવર્દ્ધન ભ્રાત,
ભગિની નામ સુદર્શના, પાવન જગ પ્રખ્યાત ૩

વરી યશોદા યૌવને, સુખ વિલસે સસાર
અઠાવીશ વર્ષે ગયા, માત પિતા સુ મઝાર ૪

માગે સજમ અનુમતિ પ્રભુ નિજ બાધવ પાસ, -
પ્રત્યુત્તર આપે તદા, નદિવર્દ્ધન ખાસ ૫

## ઢાલ ત્રીજી રાગ કાલિગડો

બીક લાગે ભાઇ બાપુ પાસે જાતા મુજને રે એ દેશી

હાવ નહિ ભાઇ આપુ મતની સમતિ તુજને રે,
માત પિતાનો વિરહ વહિ દહે છે મુજનેરે હાવ૦ એ આકણી

ભાઇ વાત રખે એ ભાખે, પીડા પામુ તુજ પાખે
ક્ષત ઉપર ખાર શુ નાખે, વલભ તુજ વિજોગ કેમ
ખમાય મુજને રે હાવ૦ ૧

મહાવીર કહે પિઅ માઇ, ભાર્યા સુત ભગિની ભાઇ,
થઇ સર્વ અનત સગાઇ, જગતમા કયા કયા પ્રતિબધ
કરવો જીવને રે હાવ૦ ૨

નહિ કહે મોહ નથારો, પણ પ્રાણથકી તુ પ્યારો,
વેડાર વિરહ નહી તારો, તેથી રજા બે વર્ષ પછી
હુ આપીશ તુજને રે હાવ૦ ૩

જિન માણક જપે વારુ, હો વચન પ્રમાણ તમારુ,
પણ આરભ કોઇ મુજ સારુ, કરશો નહી હુ રહીશ
ફાસુ આહાર ગ્રહણે રે હાલ૦ ૪

### દોહા

પ્રાસુક આહારી રહ્યા બ્રહ્મચરી બે વાસ,
તીશ વર્ષ જગ તાતજી, વસ્યા એમ ઘર વાસ ૧
અવલોકે અવધે વિભુ, સજમ અવસર જામ,
નવ લોકાતિક નિર્જરા, વિનવે આવી તામ ૨
અબ તુમે થાપો ધર્મ તીર્થ, સ્વામી હો મોક્ષ ગામી

## ઢાલ ચોથી રાગ કલ્યાણ

અબ મોયે તારો વાસુપૂજ્ય એ દેશી

અબ તુમે થાપો ધર્મ તીર્થ, એ આંકણી
હે અરિગંજન અરિહંત, બોધિ દાયક ભગવંત,
શિવ મારગ દર્શક સંત, શિવમારગ દર્શક સંતરે
અબ તુમ થાપો ધર્મ તીર્થ અબ૦ ૧

### સાખી

જય જય જગદાનંદન જિન, જય જય ભદ્ર ભંત,
જય જય ક્ષત્રિય વર વૃષભ, જય અભજન ભગવંત,
સ્વામી હો મોક્ષ ગામી અબ તુમે થાપો૦ ૨

### સાખી

નિરૂપમ ગુણ મણિ નીરધિ, નિખિલ નીતિ નિષ્ણાત,
બૂઝ બૂઝ બુદ્ધિ નિધિ, તારણ ત્રિભુવન તાત,
સ્વામી હો મોક્ષ ગામી અબ તુમે થાપો૦ ૩

કલ્યાણ શ્રેણિ કરનાર, દિ શાશ્વત સુખ દાતાર,
સૂરિમાણેક જગમા સાર, સૂરિમાણેક જગમા સાગર,
તુમે થાપો ધર્મ તીર્થ અબ તુમે થાપો૦ ૪

### દોહા

વરસી દાન દિયે વિભુ, દુ ખ દારિદ્ર નિવાર,
કનક રજત મણિ હરિ કરિ, વસ્તુ વિવિધ પ્રકાર ૧

દિન દિન સોનૈયા દિયે, એક કોડી અડ લક્ષ,
નિર્જર પતિ નિર્દેશથી, દેવ પૂરે ધન દક્ષ ૨

ત્રણસે અઠ્યાશી કોડિયો, એંશી લાખ દીનાર,
સર્વ દાન સંવત્સરે, આપે જગદાધાર 3

દાન પ્રભુ હાથે ગ્રહે, ભવ્ય તેહ નર નાર,
રોગ મટે ષટ માસનો, હોય વર્ષ નહીં બાર ૪

**નંદિવર્દ્ધનની** હવે, સંમતિ પામી સાર,
છઠ કરી મજ્જ થયા પ્રભુ, લેવા સંજમ ભાર ૫

## ઢાલ પાંચમી

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે એ દેશી

દીક્ષા અવસર જાણી કોડા કોડી દેવતા રે,
દક્ષિમ ચોસઠ લાવે આવે જિન દરબાર
વંદો વંદો પરમ વિરાગી ત્યાગી **વીરને** રે એ આંકણી

### સાખી

કંચન મણિ કલશા કરી, તીર્થોદક ભરી તાર,
ન્હેવરાવી જગનાથને, પહેરાવી શણગાર,
શોભિત **ચંદ્રપ્રભા** શિબિકામાં રત્ન સિંહાસનેરે,
પધરાવી નર પૂઠે વહતા સુર ધરી પ્યાર વંદો વંદો૦ ૧

### સાખી

કુસુમ વૃષ્ટિ સુર વર કરે, બોલે મંગલ માલ,
શક્ર ઈશાન ચામર ધરે, વાજિંત્ર નાદ વિશાલ,
ગોરી ગાવે ભાવે સાથે નાચે અપચ્છરારે,
સુંદર મંગલ હય ગજ રથ નર ધ્વજ શ્રીકાર વંદો વંદો૦ ૨

### સાખી

પ્રેમે પ્રભુ પદ પદ્મને, નમે બહુ નર નાર,
કહે સ્વજન હણી કર્મને, શિવસુખ વરજો સાર,
આવી આડંબરથી જ્ઞાનખંડ ઉદ્યાનમાંરે,
અશોક તરૂ તળે ભૂષણ લોચ કરે નિરધાર વંદો વંદો૦ ૩

### સાખી

મહુવદ દશમી ઉત્તરા, જગ માણુક જિનરાય,
સિદ્ધ નમી મન ઉચ્ચરે, મનપર્યવ તવ થાય,
થાપી દેવાધીશ્વર દેવદુષ્ય પ્રભુ ખંધલેરે,
નમો નાથાય કહી નગીશ્વર જાય ઉદાર
વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરનેરે૦ ૪

કાવ્ય-ગર્ભસ્થોપિયઃ૦

મંત્ર ૐ હ્રીં શ્રી પરમ૦ શ્રીમતે મહાવીર જિનેંદ્રાય
નાથાય જલચંદન૦ યજામહે સ્વાહા

તૃતીય જન્મ કલ્યાણક પૂજા સંપૂર્ણમ

---

## ચતુર્થ કેવલજ્ઞાન કલ્યાણક પૂજા

### દોહા

બહુ વગાને જિન હવે, પૂછી કરે વિહાર,
સહતા સવી ઉપસર્ગને, વહતા સંજમ ભાર

દોય ઘડી દિવસ છતે, કુમાર નામે ગામ,
તે દિન જઈ કાઉસગ રહ્યા, રાતે આતમરામ

કોપે ગોપ તિહાં કને, જિનને મારણ જાય,
ગોપતિ જાણી ગોપને, આપે શિક્ષા આય 3

હવે તિહાં જિનને હરિ, કરતો સેવા કોડ,
વિનય ધરીને વિનવે, જુગતે બે કર જોડ ૪

## ઢાળ પહેલી

પ્રભુ અર્જ સુણી અહીં આવો, મજારી બાલ બચાવો એ દેશી
આ અર્જ પ્રભુ! અવધારો, તુમ પાસે રાખી તારો એ આંકણી.

ઉપસર્ગ છે ઘણા આપને, નાથ કહુ શિર નામી,
બાર વર્ષ વેયાવચ્ચ બાબત, સાથે રહુ હુ સ્વામી. આ૦ ૧

નાથ કહે કદી થયુ નથી એ, થશે નહીં નવ થાવે,
શક્રાદિકની સહાય થકી જે, અરિહા જ્ઞાન ઉપાવે,
હે ઈંદ્ર! થશે જે ભાવી, છે રીત અનાદિ આવી. ૨

સર્વ જિનેશ્વર કેવલ સપન્ન, નિજ શક્તે નિપજાવે,
તે માટે ઉપસર્ગ થશે તે, સહીશ સમતા ભાવે હે ઈંદ્ર૦ 3

હરવા તવ મરણાંત કષ્ટને, સિદ્ધારથને ઠાવે,
એમ જિન આણુક પદ પ્રણમી, સુરપતિ સ્વર્ગે જાવે આ૦ ૪

## દોહા

બહુલ બ્રાહ્મણને ગૃહે, પરમાન્ને જિનરાય,
પ્રથમ કરે તપ પારણુ, પચ દિવ્ય પ્રગટાય ૧

ચેલોત્ક્ષેપ સુગધ જલ, વૃષ્ટિ દુદુભિ શબ્દ,
અહોદાન ઉદ્‌ઘોષણા, થાય કનકનો અબ્દ ૨

વિચરતા વસુધા વિશે, ધરતા ઉત્તમ ધ્યાન,
એક દિવસ દ્વિજ આવિને, વિનવે શ્રીભગવાન ૩

## ઢાળ બીજી

શુ કહુ કથની મ્હારી રાજ, શુ કહુ કથની મ્હારી. એ દેશી

કહુ દુ ખ હુ મ્હારુ રાજ ! શુ કહુ દુ ખ હુ મ્હારુ !
હવે શરણુ છે એક તમારુ રાજ ! શુ કહુ દુ ખ હુ મ્હારુ
એ આકણી

જગજીવન તુમે વરસ્યા જ્યારે, વરસીદાન વનુ વારે,
તાત હતો નહીં હુ અહીં ત્યારે, નિર્ભાગી અતિ ભારે. રાજ૦ ૧

રાત દિવસ ધન કારણ રહિયો, જ્યા ત્યા અતિ આથડિયો,
તોપણ રચ ન ધન સાપડિયો, નિવિડ વિઘન ઘન નડિયો. રાજ૦ ૨

પુણ્યે તુમ પદ પકજ પામી, આજે અતરજામી,
નિરાશ્રય નિર્ધન શિર નામી, શરણ પડયો હુ સ્વામી રાજ૦ ૩

દીનદયાલ દયા દિલ ધારી, દારિદ્ર દુ ખ વિદારી,
સુખી કરો મ્હને જગ સુખકારી, જિન માણુક જયકારી રાજ૦ ૪

## દોહા

દીન વચન સુણી એહવા, પ્રભુજી પરમ કૃપાલ,
દેવદૂષ્ય અરધુ દિયે, બ્રાહ્મણને તત્કાલ ૧

અતિ ઉદાર અરિહતનુ, અર્દ્ધ વસનુ દાન,
વસ્ત્ર પાત્રમા સૂચવે, મૂર્છા નિજ સતાન ૨

અર્દ્ધ કટક વાગગી પડ્યુ, જિન હરિ દૃષ્ટે જોય,
કેઇક મમતાથી કહે, કિહા પડયુ ઇમ કોય ૩

વસ્ત્ર પાત્ર નિજ મ તાતિ, દુર્લભ સુલભ નિહાળ,
કટક પટ લગને થશે, શાસન કટક જાળ ૪

નિર્લોભી પ્રભુ નવ લિયે, તે વાડને લઈ જાય,
વર્ષાધિક ઇમ **વીરજી**, ચીવર ધર કહેવાય ૫
સાઢા બાર વરસ લગે, સહતા પરિષહ ઘોર,
ઘોર અભિગ્રહ ધારતા, હણવા કર્મ કઠોર ૬

## ઢાલ ત્રીજી રાગ બરવો તાલ કેરબો

મજા દેતે હૈ કના યાર તેરે બાલ ઘુઘર વાલે એ દેશી

ધન ધન **વર્દ્ધમાન** વડવીર, વિચરે ઉર્વીતલ ઉપગારી,
સુર નર તિરિ ઉપસર્ગ સુધીર,, સમ્યગ સહતા સમતા ધારી
એ આંકણી

શૂલપાણિને કૌશિક બાલ, ગુણ હીણ ગોશાળો ગોવાળ,
વ્યંતરી કટપૂતના વિકરાળ, કરે પરિષહ પ્રભુને દુ ખકારી ધન૦ ૧

કપટી કુટિલ હૃદયનો ક્રૂર, સતાપે બહુ સગમ સુર,
પ્રભુજી પામ્યા દુ ખ ભરપૂર, રહ્યા ષટ્ માસી નિરાહારી ધન૦ ૨

ગોપે ખીલા ઠોક્યા કાન, મૂકી ખેંચે રાડ મહાન,
થયુ અતિ ભરવ તવ ઉદ્યાન, ફાટી પર્વત શિલા ભારી ધન૦ ૩

ઉધર્યા અપરાધી અસુમત, શ્રી **જિનમાણક** કરુણાવત,
મૂકી બાકુલ લેઈ મહત, તાતજી **ચદનબાલા** તારી ધન ૦૪

## દોહા

કર્યો એક ષટ માસી તપ, પચ દિવસ ઉણ એક
નવ ચોમાસી તપ કર્યાં, ત્રણ માસી બે ટેક ૧

દોઢ માશી અની માસિયા, બે બે પટ બે માસ,
દ્વાદશ માસખમણ કર્યાં, બ્હોંનેર દીધા પાસ ૨

બાર અઠમ વળી છઠ કર્યાં, બસ્સે ઓગણત્રીશ,
ભદ્રાદિક પ્રતિમા ધરી, દિન દુગ ચઉ દશ ઈશ ૩

નિર્જલ તપ સવી પારણા, ત્રણસે ઓગણપચાશ,
ઠાવ સમસ્ત પ્રમોત્તો, અતમુહુર્ત્ત જાસ ૪

એ રીતે તપ આચરી, સમતા નાવન સાથ,
કિલષ્ટ કર્મ દલ ક્ષય કરે, જ્ઞાતપુત્ર જગનાથ. ૫

## ઢાલ ચોથી રાગ મોહની મ્વાલી

રાજા મેરા ગ્યિતી ગયા એ દે શી

વીર જિણુંદ, જયકારા જયકારા, ભવિજન પૂજો ભાવશું
એ આંકણી

સગ્રહ ક્રણ સમતા સારી, શમ દમ સત્ત્મ ધરમ સ્વીકારી,
અવવ અન્યા અણગારા અણગારા ભવિ૦
સમિતિ ગુપ્તિ શોભિત સોભાગી નિરૂપલેપ નિસ્નેહ નિરાગી,
પ્રતિબધ ચઉ તજનારા તજનારા ભવિ૦ ૧

પરમ જ્ઞાન દર્શન વ્રત ધારી, પરમાવ્રય પ્રભુ પરમ વિહારી,
વીર્ય પરમ વરનારા વરનારા. ભવિ૦
આર્જવ મદ્દ લાઘવ પુષ્ટિ, ક્ષાતિ મુક્તિ ગુપ્તિ તુષ્ટિ,
સત્ય પરમ સેવનારા સેવનારા ભવિ૦ ૨

નિદ્ર શયન જાગરણ નિવારી, ઉજાગરણ દશા અવધારી,
ધ્યાન શુક્ર ધરનારા ધરનારા ભવિ૦

શક્તિ અપૂરવ યોગે સ્વામી, ક્ષપકશ્રેણિ ચડી આતમ રામી,
ઘાતિ કરમ હણનારા હણનારા ભવિ૦ ૩

માધવ શુદિ દશમી મનોહારી, ચન્દ્ર ઉત્તરાફાલ્ગુની ચારી,
વિજય મુહૂર્ત્ત શુભકારા શુભકારા ભવિ૦
સાલ તરુ તલે છઠ તપ શાની, વરિયા કેવલ શ્રી રૂપાની,
સૂરિમાણક પ્રભુ પ્યારા પ્રભુ પ્યારા, ભવિજન પૂજો ભાવશું
વીર જિણંદ જયકારા જયકારા૦ ૪

## દોહા

સર્વવેદી જિન કેવલી, હવે થયા અરહંત
જાણે જીવાજીવના, ભાવ સકલ ભગવંત ૧

પ્રથમ સમવસરણે પ્રભુ, જિમ સ્થલપર જલધાર,
દી ક્ષણભર દેશના, નિષ્ફલ ગઇ નિરધાર ૨

નયરી અપાપા આવિયા, વન મહસેન વિશાલ,
સમવસરણ સુર વર રચે, ત્રણ ગઢ ઝાકઝમાલ ૩

દરેક ગઢ ચઉ દ્વાર છે, દેવ દેવી રખવાલ,
છત્ર ધ્વજ શ્રીકાર છે, મણિમય તોરણ માલ ૪

શાલિભંજિકા શોભતી, ધૂપ ઘાણા ઝલકાર,
પ્રતિદ્વાર વર વાપિકા, કંચન કમલ ઉદાર ૫

કંચન વપ્ર વિશે કરે, દેવ છંદ ઈશાન,
દ્વાર દ્વાર અતિ દીપતા, વીશ સહસ સોપાન ૬

રત્ન ગઢે દ્વાદશ સભા, કનક ગઢે તિર્યંચ,
રૌપ્ય ગઢે વાહન રહે, વૈર વિરોધ ન રંચ ૭

## ઢાલ પાંચમી

શું નટવર વસંત યે યે નાચી રહ્યો એ દેશી

જિનરાજ **વર્દ્ધમાન** બ્રહ્મ વ્યાપી રહ્યો વ્યાપી રહ્યો
જિન૦

### સાખી—

પુંપ વૃષ્ટિ દિવ્ય ધ્વનિ, ભામંડલ ઝળકાર,
શિર પર છત્ર ચમર ઢવે, દુદુંભિ નાદ રસાળ
અનુપમ ઓપત વિટપી અશોકથી,
ભવિક લોક શોક કાપી રહ્યો, ઠાપી રહ્યા સુખલાપી રહ્યો
જિન૦ ૧

### સાખી—

શોભિત રત્ન સિંહાસને, બેઠા શ્રી જિનચંદ,
પદ પંકજ પ્રેમે કરી, સેવે સુર નર ઈંદ
મધુર સ્વરે વર માલકોશ રાગમાં, અમૃત દેશના આપી રહ્યા.
આપી રહ્યા, સુખલાપી રહ્યા જિન ૨

### સાખી—

સ્યાદવાદ રસ કૂપિકા, નયગમ ભંગ વિધાન,
વાણી યોજન ગામિની, વરશી શ્રી ભગવાન
ગણધર પદવી સાથ ગુણ નેવધિ, સંઘ ચતુર્વિધ સ્થાપી રહ્યા,
સ્થાપી રહ્યા, સુખલાપી રહ્યા. જિન૦ ૩

### સાખી—

જ્ઞાન મહોત્સવ સુર કરે, વરત્યો જય જયકાર,
દેવછંદ બિરાજતા, જિનવર જગદાધાર
**સૂરિમાણુક મહાવીર** પદ સેવતા, સમક્તિ બીજ શુભ
વાપી રહ્યો, વાપી રહ્યો, ભવ માપી રહ્યો.
જિનરાજ **વર્દ્ધમાન** બ્રહ્મ વ્યાપી રહ્યો ૪

કાવ્ય ગર્ભસ્થેપિચ૦

મન્ત્ર, ૐ હ્રીં શ્રી પરમ૦ જ૦ શ્રીમતે મહાવીર જિનેંદ્રાય
મર્ણ્ડાય જલચંદન૦ યજામહે સ્વાહા.

ચતુર્થ કેવલજ્ઞાન કલ્યાણક પૂજા સંપૂર્ણ

## પંચમ નિર્વાણકલ્યાણક પૂજા

### દોહા

એકાદશ ગણધર થયા, સાધુ ચૌદ હજાર,
છત્રીશ સહસ સુસાધવી, ચરણ કરણ વ્રત ધાર ૧

દોઢ લાખ નવ સહસ છે, શ્રાવક શુદ્ધાચાર,
શ્રાવિકા ત્રણ લાખને, ઉપર સહસ અઢાર. ૨

ત્રણસે ચૌદ પૂરવ ધરા, સહસ ત્રિશત અવધીશ,
કેવલી સગ શત સાતસે, વૈક્રિય લબ્ધિ મુનીશ ૩

વિપુલમતિ મુનિ પાંચસે, ચઉશત વાદી સાર,
દેવ દેવી પરિકર બહુ, પાવન પ્રભુ પરિવાર ૪

### ઢાલ પહેલી રાગ માઢ

પ્રેમનો કોલ દિયો રાજકુમાર એ દેશી

ભાવથી નિત ભજિયે વીર ભદંત, અતિશય ભરિયા અરિહંત
ભાવથી૦ એ આંકણી

નિર્મલ રૂપ શરીર નિરોગી, શ્વાસ સુગંધિત શસ્ત્ય,
માસ રુધિર ક્ષીર ધવલ મનોહર, આહાર નીહાર અદૃશ્ય,
મૂલ અતિશય એ ચાર મહંત ભાવથી૦ ૧

સુર નર તિરિ જન કોડા કોડી, જોજન માહી સમાય,
જોજન ગામિની વાણી નિજ નિજ ભાષામા સમજાય,
પાછળ શિર ભામડલ ભાસત. ભાવથી૦ ૨

રોગ દુકાળ ઇતિને ભીતિ, મારી વેર મહાન,
અતિવૃષ્ટિ અવૃષ્ટિ ન હોવે પાચને કોશ પ્રમાણ,
કર્મ ક્ષયથી અગીયાર એ કત ભાવથી૦ ૩

સૂરિ માણક પ્રભુ શાસન સ્વામી, વર્દ્ધમાન જિનરાય,
ભક્તિ નિર્ભર આવે ભજતા, જન્મ કોટિ અઘ જાય,
આતમ અનુભવ અતિશય ઉલ્લસત ભાવથી નિત ભજિયે
વીર ભદત૦ ૪

## દોહા

ચૈત્યવૃક્ષ વપ્ર ત્રયી, સિહાસન શ્રીકાર,
ધર્મચક્ર ધ્વજ ગગનમા, દુદભિ નાદ ઉદાર ૧

છત્ર ત્રય ચામર ચલે, વાયુ અનુકૂલ વાય,
કનક કમલ નવ પગ ઠવે, કાટા ઉંધા થાય ૨

પક્ષી દિયે પ્રદક્ષિણા, વરશે શુચિ જલ ફૂલ,
નખ કચ શ્મશ્રુ વધે નહી, અક્ષ ઋતુ અનુકૂલ ૩

કોડી સુર સેવા કરે, પ્રણમે તરુ વર જાન,
દિયે ચતુર્મુખ દેશના, સુરકૃત નવદશ ખ્યાત ૪

ઇમ ચોત્રીશ અતિશય ધરે, વિચરે દેશ વિદેશ,
વાણી પાત્રીશ ગુણ વદે, આપે વર ઉપદેશ ૫

## ઢાલ બીજી

મન માયાના કરનારારે જરા જોને તપાસી તારી કાયા એ દેશી

વદે **વર્દ્ધમાન** જિનરાયારે, મહાપુણ્યે મનુષ્ય ભવ પાયા,
આ ઉત્તમ અવસર આયારે, સદા સેવો ધરમ સુખદાયા
એ આકણી

કૂડી છે કાયા મિથ્યા છે માયા, છાઇ વાદળની છાયા,
મોહે મુંઝાયા ભરમે ભૂલાયા, ફોગટ ફંદમા ફસાયારે   મહા૦ ૧

લોભે લુટાયા કામે કૂટાયા, મ્હારા તારામા મરાયા,
ડાપણ રાહ્યા જન્મ ગુમાયા, પાછલ તે પસ્તાયા રે.  મહા૦ ૨

પ્રભુ પૂજાયા સત સેવાયા, ધર્મ મારગમા ધાયા,
સમતા સહાના ધ્યાન ધરાના, કલ્યાણ તેજ કમાયારે  મહા૦  ૩

જ્ઞાન ભણાયા શ્રદ્ધા સોહાયા, સંજમ શુદ્ધ સધાયા,
મોક્ષ ઉપાના એહ મનાયા, સૂરિ માણક સમજાનારે
મહા પુણ્યે મનુષ્ય ભન પાયા. વદે વર્દ્ધમાન૦   ૪

## દોહા

**પ્રસનચંદ્ર** પૃથ્વીપતિ, **દશાર્ણભદ્ર** નરેશ,
**ઉદાયન** આદિ ઘણા, પ્રતિબોધ્યા પરમેશ   ૧

**શ્રેણિકાદિ** નવ સત્વને, આપ્યુ જિનપદ સાર,
**મેઘકુમારાદિક** બહુ, તાર્યા રાજકુમાર   ૨

**ઋષભદત્ત** નિજ તાતજી, **દેવાનંદા** માય,
બ્યાશી દિવસ સંબંધથી, પહોંચાડ્યા શિવ ઠાય   ૩

રોહિણેય અર્જુન પ્રમુખ, ઉધર્યા અધમ અનેક,
નિરુપમ જિનપદ નામને, વેદે એમ વિવેક

અસ્થિક ગામ અવિત ભૂમિ, શ્રાવસ્તિ પુર ઠેક,
આલંભિકા નગરી વસ્યા, ચોમાસુ એકેક

ત્રણ ચપા બે ભદ્રિકા, ષટ મિથિલા શુભ વાસ,
વૈશાલી વાણિજ્યમા, બાર કર્યા ચોમાસ

રાજગૃહી નગરી રહ્યા, ચોમાસા દશ ચાર,
ચરમ ચોમાસુ આવિયા પાવાપુર મોઝાર

## ઢાલ ત્રીજી

રાગ માલકોશ

જય જય વીરજિણંદ, જગતગુરુ, જય જય વીરજિણંદ
એ આંકણી

કાર્તિકમાસ અમાવસી રજની, સ્વાતિ નક્ષત્રનો ચંદ જગત૦
સોલ પ્રહર દેશના દેઈ સ્વામી, છઠ તપ કરી સુખકંદ જગત૦ ૧

પદમાસન બેઠી એકાકી પ્રભુ, પામ્યા પદ મહાનંદ, જગત૦
ભાવ ઉદ્યોત ગયે ગણ ભૂપતિ, વિરચે દીપક વૃંદ જગત૦ ૨

એ અવસર સવી સુરપતિ આવી, વંદે પદ અરવિંદ, જગત૦
કરણી ઉચિત સવિ સુર સવી કરતા, નિર્ભર નિરાનંદ જગત૦ ૩

દાહાદિક લઈ રત્ન થલ રચી, મર્ત સુરાસુર ઇંદ્ર, જગત૦
નંદીશ્વર જિન માણક મહિમા, કરતા ભાવ અમંદ જગત૦ ૪

## દોહા

વર્દ્ધમાન વચને તદા, શ્રી ગૌતમ ગણધાર,
દેવશર્મ પ્રતિબોધવા, ગયા હતા નિરધાર ૧

પ્રતિબોધી તે વિપ્રને, પાછા વલિયા જામ,
તવ તે શ્રવણે સાભલે, વીર લહ્યા શિવ ધામ ૨

ધ્રસક પડયો તન ધ્રાસકો, ઉપન્યો ખેદ અપાર,
વીર! વીર! કહી વલવલે, સમરે ગુણ સભાર ૩

પૂછીશ કોને પ્રશ્ન હું, ભંતે કહી ભગવંત,
ઉત્તર કુણ મુજ આપશે, ગોયમ કહી ગુણવંત ૪

અહો! પ્રભુ આ શું કર્યું, દીનાનાથ દયાલ
તે અવસર મુજને તમે, કાઢયો દૂર કૃપાલ ૫

## ઢાળ ચોથી

પથીડા સંદેશો દેજો મ્હારા નાથને–એ દેશી

શાસન સ્વામી સંત સનેહી સાહિબા, અલવેશ્વર વિભુ
આતમાના આધાર જો,
આથડતો અહીં મૂકી મુજને એકલો, માલિક કિમ જઈ બેઠા
મોક્ષ મોઝારજો,
વિશ્વભર વિમલાતમ વ્હાલા વીરજી એ આંકણી ૧
મન મોહન તુમે જાણ્યું કેવલ માગશે, લાગશે અથવા
કેડે એ જિમ બાલજો,
વલ્લભ તેથી ટાળ્યો મુજને વેગળો, ભલું કર્યું એ ત્રિભુવન
જન પ્રતિપાલજો વિશ્વભર૦ ૨

અહો! હવે મેં જાણ્યું શ્રી અરિહંતજી, નિસ્નેહી વીતરાગ
હોય નિરધારજો,
મ્હોટો છે અપરાધ ઇહાં પ્રભુ માહરો, શ્રુત ઉપયોગ
મેં દીધો નહીં તે વારજો વિશ્વંભર ૩
સ્નેહથકી થયું ધિગ એ પાશિક સ્નેહને, એકજ છું મુજ
કોઈ નથી સંસારજો,
મૂરિમાણક ઇમ ગૌતમ સમતા ભાવતા, વરિયા કેવળ
જ્ઞાન અનંત ઉદારજો વિશ્વંભર વિમલાતમ૦ ૪

## દોહા

ગૌતમ કેવળ જ્ઞાનનો ઓચ્છવ અમર ઉદાર,
કરતા પૂરણ હોંશથી, જિન શાસન જયકાર

સિદ્ધયા સાધુ સાતસે, સાધ્વી શત દશ ચાર,
ગયા અનુત્તર આઠસે, વીર તણા અણગાર

તીશ વર્ષ ઘરમા વસી, વળી બેતાલીસ વર્ષ,
શ્રમણ ધરમ પાળી કરી આયુષ બહોંતેર વર્ષ

પાર્શ્વનાથ નિર્વાણથી, અઢીસે વરસે સાર,
વીર જિનેશ્વર શિવ વર્યા, કલ્પસૂત્ર અધિકાર

સિદ્ધ બુદ્ધ સુખઠાણમાં, અનુપમ નહિ અંત
અપુનર્ભવ સુખ અનુભવે, ભજો વીર ભગવંત

## ઢાળ પાંચમી

લાગી લગન મ્હને તારી હો [illegible]

લાગી લગન મ્હને તારી હો જિનજી [illegible]

તુ ત્રિભુવન ઉપગારી હો જિનજી, લાગી લગન મ્હને તારી
એ આકણી

અકલ સકલ અવિચલ અવિનાશી, નિવૃતિ નગર નિવાસી હો
જિનજી લાગી૦

કેવલજ્ઞાન અનંત પ્રકાશી, વિશદાનંદ વિલાસી હો જિનજી
લાગી૦ તુ૦ ૧

વર્ણાદિક વીશ રહિત વિરંગી, આકૃતિ મુક્ત અનંગી હો
જિનજી લાગી૦

વેદ વિવર્જિત અરૂહ અસંગી, નિરુપમ નિજ ગુણરંગી હો
જિનજી લાગી૦ તુ૦ ૨

નિત્ય નિરંજન તુ નિરુપાધિ, નિર્બંધન નિર્વ્યાધિ હો
જિનજી લાગી૦

નિમલ જ્યોતિ નિરીહ નિરાધિ, સહજ સ્વરૂપ સમાધિ ।
જિનજી લાગી૦ જ૦ ૩

સૂરિમાણક જિનશાસન સ્વામી, વર્દ્ધમાન વિશરામી હો
જિનજી લાગી૦

નિશ્રેયસ શિવ સુખ ઘનનામી, આપો અંતર્ગતમી હો
જિનજી લાગી૦ તુ ૪

## કાવ્ય. શાર્દૂલ વિક્રીડિત વૃત્ત

ગર્ભસ્થોપિચ ય સ્તુત શતમખૈર્જાતસ્તુ તી ૫૦રા,
ત્તીર્થાભિભૃતભુરિરત્નકલશૈર્મંચિદે મજ્જિત,

દીક્ષા-કેવલ-મોક્ષ-પર્વસુ મહાઘસ્રેષુ સપૂજિતો,
સત્યાના વિદધાતુ મોતિમજિનો ભદ્રાવલી સર્વદા ૧

**મન્ત્ર** ॐ હ્રીં શ્રી પરમ પુરુષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે **મહાવીર જિનેન્દ્રાય પારગતાય** જલ ચંદન પુષ્પ ધૂપ દીપ અક્ષત નૈવેદ્ય ફલ યજામહે સ્વાહા.

પંચમ નિર્વાણ કલ્યાણક પૂજા સંપૂર્ણ

**કલશ**

રાગ ધન્યાશ્રી

*ઉના ન કો મુજે ગાની મે નાજો પાની એ રીશી*

ચોવીશમો જિનરાયો, મેં આજે ગાયો
ત્રિભુવન કેરો તાયોરે મૈં આજે ગાયો, ચોવીશનો૦ એ આંકણી

જ્ઞાતકુલોદધિ જૈવાતૃક જિન ત્રિશલાદેવીનો જાયોરે મે૦
પરમ ધરમ વર જ્ઞાન પ્રકાશક,
પુણ્ય મહોદય પાયોરે મે૦ ચો૦ ૧

પરમેષ્ઠિ અર્હંત નાથ સર્વજ્ઞ, પારગતાય નમાયોરે, મે૦
પંચ કલ્યાણ પ્રભુના પ્રીતે,
જપતા પાપ જલાયોરે મે૦ ચો૦ ૨

તપગણ ગગન તપન તેજસ્વી, વિજયસિંહ સૂરિ રાયોરે મે૦
સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, પદ્મવિજય જય દાયોરે મે૦
ચો૦ ૩

રૂપ કીર્તિ ઉદ્યોત વિજયના, અમર ગુમાન

સુગુરુ પ્રતાપ વિજય પદ સેવત, જ્ઞાન માણિક્ય કમાયોરે
મે૦ ચો૦ ૪

રસ ઋષિ નિધિ શશિ વર્ષ (૧૯૭૯) મહાવદી એકાદશી ઠવિ
ધ્યાયોરે, મે૦

વિનેય મેઘવિજય આગ્રહથી, એ અધિકાર રચાયોરે
મે૦ ચો૦ ૫

પુણ્ય પવિત્રે પાટણ ક્ષેત્રે, પચાસર જિનયોરે મે૦
તાસ પસાયે રહી ચોમાસુ, પૂજન ભાન બનાયોરે
મે૦ ચો૦ ૬

શાસન પતિ કલ્યાણક સુણતા, સંઘ સકલ હરખાયોરે મે૦
સૂરિ માણક દેવાર્ય સમરતા, એચ્છિત રંગ વધાયોરે
મે૦ ચોવીશમો૦ ૭

વાચનાચાર્ય શ્રી વિજયમાણિક્યસિંહસૂરિ કૃત
શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજા સંપૂર્ણ

---

## શ્રી દેવવિજયજી કૃત અષ્ટપ્રકારી પૂજા

### પ્રથમ ન્હવણ પૂજા

દોહા

અજર અમર નિકલંક જે, અગમ્યરૂપ અનંત,
અલખ અગોચર નિત્ય નમુ, પરમ પ્રભુતાવંત ૧

શ્રી સંભવજિન ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર,
તેહના પદ પ્રણમી કરી, કહીશું અષ્ટ પ્રકાર ૨

પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદન સાર,
ત્રીજી કુસુમ વળી ધૂપની, પંચમ દીપ મનોહાર, ૩

અક્ષત ફળ નૈવેદ્યની, પૂજા અતિહિ ઉદાર,
જે ભવિયણ નિત નિત કરે તે પામે ભવપાર ૪

રત્નજડિત કળશે કરી, ન્હવણ કરો જિનભૂપ,
પાતક પંક પખાળતા, પ્રગટે આત્મસ્વરૂપ ૫

દ્રવ્ય ભાવ દોય પૂજના, કારણ કાર્ય સબંધ,
ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના દ્રવ્ય પ્રબંધ ૬

શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત,
પંચ શબ્દ વાજીંત્રશું, પૂજા કરીયે વ્યક્ત ૭

## ઢાળ પહેલી

અનેહા રે જિનમંદી ખિયામણું રે—એ દેશી.

અનેહાર ન્હવણ કરો જિનરાજને રે, એ તો શુદ્ધાલંબન દેવ,
પરમાતમ પરમેસરૂરે, જસુ સુરનર સારે સેવ ન્હ૦ અ૦ ૧

માગધતીર્થ પ્રભાસના રે, સુન્દરી સિંધુના લેવ,
વરદામ ક્ષીરસમુદ્રના રે, નીરે ન્હવે જેમ દેવ ન્હ૦ અ૦ ૨

તેમ ભવિ ભાવે તીર્થોદક રે, વાસો વાસ સુવાસ,
ઔષધિયો પણ ભેળી કરો રે, અનેક સુગંધિત ખાસ ન્હ૦ અ૦ ૩

કાળ અનાદિ મળ ટાળવા રે, ભાળવા આતમરૂપ,
જળપૂજા યુક્તે કરી રે, પૂજો શ્રી જિન ભૂપ ન્હ૦ અ૦ ૪

વિપ્રવધુ જળપૂજાથી રે, જેમ પામી સુખ સાર,
તેમ તને દેવાધિદેવને રે, ચર્ચી લહો ભવપાર,
ન્હવણ કરો જિનરાજને રે ૫

### કાવ્ય

વિમલકેવલદર્શનસદ્ગુણ, સકલજન્તુમહોદયકારણમ્
સ્વગુણશુદ્ધિકૃતે સ્નપયામ્હ, જિનવર નવરંગમયામ્ભસા ૧

પ્રથમ જલ પૂજા સમાપ્ત

---

## દ્વિતીય ચન્દન પૂજા

### દોહા

હવે બીજી ચદન તણી, પૂજા કરો મનોહાર,
મિથ્યા તાપ અનાદિનો, ટાળો સર્વ પ્રકાર ૧

પુદ્ગલ પરિચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ,
સુગંધ દ્રવ્ય જિન પૂજીને, કરો નિજ શુદ્ધ સુવાસ ૨

### ઢાળ બીજી

મનથી જરના પરનારી સગ ન કરના—એ દેશી

ભવિ ! જિન પૂજો, દુનિયામા દેવ ન દૂજો,
જે અરિહા પૂજે, તસ ભવના પાતક ધ્રૂજે ભવિ૦ ૧

પ્રભુ પૂજા બહુ ગુણ ભરી રે, કીજે મનનો રગ,
મન વચ કાયા થીર કરી રે, અર્ચો અરિહા અગ ભવિ૦ ૨

કેસર ચદન ઘસી ઘણુ રે, માહે ભેળી ઘનસાર,
રત્ન કચોળી માંહે ધરી રે, પ્રભુ પ' અર્ચો સાર ભવિ૰ ૩

ભવદવ તાપ શમાવવા રે, તરવા ભવજળ તીર,
આત્મસ્વરૂપ નિહાળવા રે, રૂડા જગગુરુ ધીર ભવિ૰ ૪

પદ જાનુ કર અસ શિર રે, ભાલ ગળે વળી નાર,
હૃદય ઉ'ર પ્રભુને સદા રે, તિલક કરે મન પ્યાર ભવિ૰ ૫

એણિ વિધ જિનપદ પૂજતા રે, કરતા પાપ પલાર,
જેમ જયસુરને શુભમતિ રે, પામ્યા અવિચળ દાય
ભવિ જિન પૂજો ૬

કાવ્ય

જગદુપાધિચયાદ્રહિત હિત, સહજતત્ત્વકૃતે ગુણમન્દિરમ્,
વિનયદર્શનકેસરચન્દનૈ,-સ્મરહ મલહં જિનમર્ચયે ૧

દ્વિતીય ચ ન પૂજા સમાપ્ત

---

તૃતીય કુસુમ પૂજા

દોહા

ત્રીજી કુસુમતણી હવે, પૂજા કરો સન્માન,
જેમ દુષ્કૃત દૂરે ટળે, પ્રગટે આત્મસ્વભાવ ૧

જે જન પ' ઋતુ ફૂલશુ, જિન પૂજે ત્રણ કાળ,
સુર નર-શિવ-સુખસંપદા, પામે તે સુરસાલ ૨

## ઢાળ ત્રીજી

માલણડીયાની દેશી

કુસુમપૂજા ભવિ તુમે કરો, સાહેલડીયા !
આણી વિવિધ પ્રકાર, ગુણ વેલડીયા !
જાઈ જુઈ કેતકી સા૦ દમણો મરુઓ નાર ગુણ૦ ૧
મોગરો ચંપક માલતી, સા૦ પાડલ પદ્મ ન વેલ, ગુણ૦
બોલસિરી જાસુદશુ, સા૦ પૂજો મનને ગેલ. ગુણ૦ ૨
નાગ ગુલાબ નેવતરી, સા૦ ચંપેલી મચકુંદ, ગુણ૦
સદા સોહાગણ દાઉદી, સા૦ પ્રિયંગુ પુન્નાગના વૃંદ ગુણ૦ ૩
બકુલ કેરટ અંકોલથી, સા૦ કેવડો ને સહકાર, ગુણ૦
કુંદાદિક પમુહા ઘણે, સા૦ પુષ્પ તણે વિસ્તાર ગુણ૦ ૪
પૂજે જે ભવિ ભાવશુ, સા૦ શ્રી જિન કેરા પાય, ગુણ૦
વણિક સુતા **લીલાવતી**, સા૦ જિમ લહે શિવપુર ઠાય ગુણ
વેલડીયા. ૫

### કાવ્ય

સુકરણાસુનૃતાર્જવમાર્દવૈ પ્રશમશૌચશમાદિસુમૈર્જના.
પરમપૂજ્યપદસ્થિતમર્ચિત, પરમુદાર સુદારગુણ જિન

તૃતીય પુષ્પ પૂજા સમાપ્ત

---

## ચતુર્થી ધૂપ પૂજા

### દોહા

અગર ધૂપતણી કરો, ચોવી હર્ષ અમંદ,
કર્મેન્ધન દાહન ભણી, પૂજો શ્રી જિનચંદ ૧

સુવિધિ ધૂપ સુગંધશુ, જે પૂજે જિનરાય,
સુર-નર-કિન્નર તે સવિ, પૂજે તેહના પાય ૨

## ઢાળ ચોથી

માંવરી સુત્તપર મેરો [લ અટકો —એ દેશી

અરિહા આગે ધૂપ કરીને, નરભવ લાહો લીજેરી,
અગર ચંદન કસ્તુરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી અરિ૦ ૧
ચૂરણ શુદ્ધ દશાંગ અનોપમ તુરક અંબર ભાવીજેરી,
રત્નજડિત ધૂપધાણા માંહિ, શુભ ઘનસાર ઠવીજે રી અરિ૦ ૨
પવિત્ર થઈ જિનમંદિરે જઈને, આશય શુદ્ધ કરીજે રી,
પ્રગટવા માગે ધરતા, ભવ ભવ પાપ હરીજે રી અરિ૦ ૩
સમતારસ સાગર ગુણ આગર, પરમાતમ જિન પૂરારી,
ચિદાનંદ ચિન્મયમૂરતિ, અગમ જ્યોતિ સનૂરા રી અરિ૦ ૪
એહવા પ્રભુને ધૂપ કરતા, અવિચળ સુખડા લહિયેરી,
ઇંદ્ર ભવ પરભવ સંપત્તિ પામે, જેમ વિનય ધર કહિયેરી અરિહા૦ ૫

## કાવ્ય

અશુભપુદ્ગલસંચયવારણં, સમસુગંધકરં તપધૂપનમ્
ભગવતા સુપુરોહિતકર્મણા, જ્યવતો યતતોઽક્ષયસંપદા. [?] ૧

ચતુર્થી ધૂપ પૂજા સમાપ્તા

---

## પંચમી દીપક પૂજા

### દોહા

નિશ્ચય ઘન જે નિજતણુ, તિરોભાવ છે તેહ
પ્રભુ સુખ દ્રવ્ય દીપક ધરી, આવિર્ભાવ કરેહ ૧

અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો હેવ,
અજ્ઞાન તિમિર જે અનાદિનુ, ટાળો દેવાધિદેવ ! ૨

## ઢાળ પાચમી

જુમખડાની દેશી

ભાવદીપક પ્રભુ આગળે, દ્રવ્યદીપક ઉમાહે, જિનેસર પૂજીયે
પ્રગટ કરી પરમાતના, રૂપ ભાવો મનમાંહે. જિ૦ ૧
ધૂમ્ર કષાય ન જેહમા, ન છીપે પતગને હેજ, જિ૦
ચરણ ચિંતામણ નવિ ચળે, સર્વ તેજનુ તેજ જિ૦ ૨
અધ ન કરે જે આધારને, સમીરતણે નહીં ગમ્ય, જિ૦
ચથશ્રભાવે જે નવિ લહે, નિત્ય રહે વળી રમ્ય જિ૦ ૩
તેલ પ્રક્ષેપ ક્રિહા નહીં, શુદ્ધદશા નહિ દાહ, જિ૦
અપર દીપક એ અગતા, પ્રગટે પ્રશમ પ્રવાહ જિ૦ ૪
**જેમ જિનમતિને ધનસિરી**, દીપપૂજનથી હોય, જિ૦
અમરગતિ સુખ અનુભવી, શિવપુર પહોતા સોય જિ૦ ૫

કાવ્યમ્

બહુલમોહતમિસ્રનિવારક, સ્વપરવસ્તુવિકાસનમાત્મન
વિમલબોધસુદીપકમાદધે, ભુવનપાવનપારગતામતઃ ૧

પચમી દીપક પૂજા સમાપ્ત

---

## ષષ્ઠી અક્ષત પૂજા

દોહા

સમકિતને અજુઆળવા, ઉત્તમ એહ ઉપાય, -
પૂજાથી તમે પ્રીછજો, મનવછિત સુખ થાય ૧

અક્ષત શુદ્ધ અખણ્ડશું, જે પૂજે જિનચંદ,
લહે અખણ્ડિત તેહ નર, અક્ષય સુખ આનંદ ૨

## ઢાલ છઠ્ઠી

ધર્મજિણંદ દયાલજી, ધર્મતણો દાતા—એ દેશી

અક્ષતપૂજા ભવિ કીજેજી, અક્ષત ફળ દાતા.
શાલિ ગોધૂમ પણ લીજેજી, અ૦
પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજેજી, અ૦
મુક્તાફળ વીચમેં દીજેજી અ૦ ૧

એહવા ઉજ્જ્વલ અક્ષત વાસીજી, અ૦
શુભતંદુલ વાસ ઉલ્લાસીજી, અ૦
ચૂરક ચઉગતિ ચિત્ત ચોખેજી, અ૦
પૂરી અક્ષય સુખ લહો જોખેજી અ૦ ૨

પુનરાવર્ત્ત હરવા હોવેજી, અ૦
નંદાવર્ત્ત કરો રંગ સાથેજી, અ૦
કરજોડી જિનમુખ રહીનેજી, અ૦
એમ અક્ષય શિવ દીયો વહીનેજી અ૦ ૩

જગનાયક જગગુરુ જેતાજી, અ૦
જગબંધુ અમલ વિભુ નેતાજી અ૦
મહા ઇશ્વર વરભાગીજી, અ૦
યોગીશ્વર વિદિત વૈરાગીજી અ૦ ૪

એહવા દેવાધિદેવને પૂજેજી, અ૦
ભવભ્રમના પાતક ધ્રુજેજી, અ૦
એમ હીરચુગલ ભવ પારજી, અ૦
કહે અક્ષત પૂજા પ્રકારજી અ૦ ૫

અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો હેવ,
અજ્ઞાન તિમિર જે અનાદિનુ, ટાળો દેવાધિદેવ ! ૨

## ઢાળ પાચમી

ઝુબખડાની દેશી

ભાવદીપક પ્રભુ આગળે, દ્રવ્યદીપક ઉત્સાહે, જિનેસર પૂજીયે
પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો મનમાહે જિ૦ ૧
ધુમ્ર કષાય ન જેહમા, ન છીપે પતગને હેજ, જિ૦
ચરપુ ચિંતામણુ નવિ ચળે, સર્વ તેજનુ તેજ જિ૦ ૨
અધ ન કરે જે આધારને, સમીરતણો નહીં ગમ્ય, જિ૦
ચચળભાવે જે નવિ લહે, નિત્ય રહે વળી રમ્ય જિ૦ ૩
તૈલ પ્રક્ષેપ જિહા નહીં શુદ્ધદશા નહિ દાહ, જિ૦
અપર દીપક એ અર્ચતા, પ્રગટે પ્રશમ પ્રવાહ જિ૦ ૪
**જેમ જિનમતિને ધનસિરી**, દીપપૂજનથી હોય, જિ૦
અમરગતિ સુખ અનુભવી, શિવપુર પહોતા સોય જિ૦ ૫

કાવ્યમ્

બહુલમોહતમિસ્રનિવારક, સ્વપરવસ્તુવિકાસનમાત્મન
વિમલબોધસુદીપકમાદધે, ભુવનપાવનપારગતાશ્રત ૧

પચમી દીપક પૂજા સમાપ્ત

---

## ષષ્ઠી અક્ષત પૂજા

દોહા

સમકિતને અજુઆળવા, ઉત્તમ એક ઉપાય,
પૂજાથી તમે પ્રીછજો, મનવાંછિત સુખ થાય ૧

અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જિનચંદ,
લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ આનંદ ૨

## ઢાલ છઠ્ઠી

ધર્મજિણંદ દયાલજી ધર્મતણો દાતા-એ દેશી

અક્ષતપૂજા ભવિ કીજેજી, અક્ષત ફળ દાતા.
શાલિ ગોધૂમ પણ લીજેજી, અ૦
પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજેજી, અ૦
મુક્તાફળ વીચમેં દીજેજી અ૦ ૧
એહવા ઉજ્જવલ અક્ષત વાસીજી, અ૦
શુભતંદુલ વાસ ઉલ્લાસીજી, અ૦
ચ્યરુ ચઉગતિ ચિત્ત ચોખેજી, અ૦
પૂરી અક્ષય સુખ લહો જોખેજી અ૦ ૨
પુનરાવર્ત્ત હરવા હાથેજી, અ૦
નંદાવર્ત્ત કરો રંગ સાથેજી, અ૦
કરજોડી જિનમુખ રહીનેજી, અ૦
એમ અક્ષય શિવ દીયો વહીનેજી અ૦ ૩
જગનાયક જગગુરુ જેતાજી, અ૦
જગબંધુ અમલ વિભુ નેતાજી અ૦
બ્રહ્મા ઇશ્વર વડભાગીજી, અ૦
યોગીશ્વર વિદિત વૈરાગીજી અ૦ ૪
એહવા દેવાધિદેવને પૂજેજી, અ૦
ભવભવના પાતક ધ્રુજેજી, અ૦
જેમ કીરયુગલ ભવ પારજી, અ૦
લહે અક્ષત પૂજા પ્રકારજી અ૦ ૫

काव्य

सकलमर्ड्लमभवकारणं, परममक्षनभावकृतेर्जिनम्,
सुपरिणामर्मयैरुमक्षतै, परमया रमया सुनमर्च्चये १

ऽ ी अक्षत पूजा समाप्ता

---

## सप्तमी फळ पूजा

### दोहा

श्रीकार उत्तम वृक्षना, फळ लेई नर नार,
जिनवर आगे जे धरे, सफळो तस अवतार १

फळपूजाना फळथकी, कोडी होय कल्याण,
अमर वधू उनट धरी, तस धरे चित्तमा ध्यान २

### ढाळ आतमी

बिंदनानी देशी

फळपूजा करो फळकामी, अभिनव प्रभु पुण्ये पामी हो
प्राणी ! जिन पूजो,
श्रीफळ, अखोड, बदाम, सीताफळ, दाडिम नाम हो. प्रा० १

जमरूख, तरबुज, केळा, निमजा, कोकला करो भेळा हो, प्रा०
पीस्ता, फनस, नारग, पूगी, चूअफळ घणु चग हो प्रा० २

खरबुज, द्राख, अजीर, अन्नास, रायण, जभीर हो प्रा०
मिष्टलींबु ने अंगुर, शिंगोडा, टेटी, बीजपूर हो प्रा० ३

એમ જે જે વિષય લહુત, તે તે જિનભનને ઢાયત હો પ્રા૦
અનુપમ થાળ વિશાળ, તેહુમા ભરીને સુરસાળ હો પ્રા૦ ૪
ફળપૂજા કરે જે ભાવે, તે શિવરમણી સુખ પાવે હો પ્રા૦
દુર્ગતા નારી જેમ લહે, કીરયુગલ વળી તેમ રો પ્રા૦ ૫

કાવ્ય

અમલશાન્તરસૈકનિધિ શુચિ,-શુણફલૈર્મલદોષહરૈરમ્,
પરમશુદ્ધિકૃતાય યજે જિન,-પરહિત -હિત પરભાવત ૧

સપ્તમી ફળપૂજા સમાપ્ત

---

## અષ્ટમી નૈવેદ્ય પૂજા

### દોહા

ભવદવ દહન નિવારવા, જલદ ઘટા સમ જેહ,
જિન પૂજા યુગતે કરી, ત્રિવિધ કીજે તેહ ૧
પૂજા કુગતિની અર્ગલા, પુણ્ય સરોવર પાળ,
શિવગતિની સાહેલડી, આપે મગલ માળ ૨
શુભ નૈવેદ્ય શુભ ભાવશુ, જિન આગે ધરે જેહ,
સુરનર શિવપદ સુખ લહે, હલીય સુરપ પરે તેહ ૩

### ઢાળ આઠમી

શ્રાવણ માસે, સ્વામિ। મ્હેતી આવ્યા રે—એ દેશી

હવે નૈવેદ્ય રસાલ, પ્રભુજી આગે રે,
ધરતા ભવિ સુખકાર, પ્રભુતા જાગે રે
કચન જડિત ઉદાર, થાળમા લાવો રે,
[illegible]

લાપસી, સેવ, કસાર લાડુ તાજા રે,
મનોહર મોતીચૂર ખુરમા, ખાજા રે
બરફી, પેંડા, ખીર, ઘેવર, ઘારી રે,
સાગ, સાકલીસાર, પૂરી ખારી રે, ૨

કસમસીયા, ફૂલેર, સક્કરપારા રે,
લાખણુમાઇ રસાલ, ધરો મનોહારા રે
મોતૈયા, કળી માર, આગે ધરિયે રે,
ભવ ભવ સચિત પાપ, ક્ષણુમા હરિયે રે ૩

મુરકી, મેસુર, દહથિરા, વરસોલા રે,
પાપડ, પૂરી ખાસ, દોઠા ધોના રે,
ગુદવડા, ને રેવડી, મન ભાવે રે,
ફેણી, જલેબી માહે, સરસ સોહાવે રે, ૪

શાલિ, દાલ, ને સાલણા મન રગે રે,
વિવિધ જાતિ પકવાન, ઢાેેા ચગે રે
તાલ, કસાલ, મૃદગ, વીણા, વાજે રે,
ભેરી, નફેરી, ચગ મધુરધ્વનિ ગાજે રે ૫

સોળ સજી શણગાર ગોરી ગાવે રે
દેતા અગણિત દાન, જિનઘર આવે રે
એણીપરે અષ્ટ પ્રકાર, પૂજા કરશો રે,
નૃપ હરિશ્ચદ્ર પરે તેહ, ભવજળ તરશો રે ૬

કાવ્ય

સકલચેતનજીવિતદાયિની, વિમલભક્તિવિશુદ્ધિસમન્વિતા,
ભગવન સ્તુતિસારસુખાસિકા, શ્રમહરા મહાસ્તુ વિભો. પુર ૧

અષ્ટમી ચૈત્ર પૂજા સમાપ્ત

### ઢાળ નવમી

નમો ભવિ ! ભાવશુ એ—દેશી

અષ્ટપ્રકારી ચિત્ત ભાવિયેએ, આણી હુર્ષ અપાર,
ભવિજન ! નેવિયે એ.
અષ્ટ મહાસિદ્ધિ સપજે એ, અડબુદ્ધિ દાતાર ભવિ૦ ૧

અરિદ્ધિ પણ પામીયે એ, રૂજી ભવિ શ્રીકાર, ભ૦
અનુક્રમે અષ્ટકમ્મ છુટી એ, પચમી ગતિ વરે સાર ભ૦ ૨

શા દાનાસુત સુદર એ, વિનયાદિક ગુણવત, ભ૦
લાડ જીવણના કહેવથી એ, કીયો અભ્યાસ એ સત. ભ૦ ૩

સકલ પડિત શિર સેહરે એ, શ્રી વિનીતવિજય ગુરુરાય ભ૦
તાસ ચરણ સેવા થકી એ, દેવના વચ્છિત થાય ભ૦ ૪

શશિ નયન ગજ વિધુ વરે એ, (૧૮૨૧) નામ સવત્સર
જાણુ, ભ૦
તૃતીયા મિત આસો તણી એ, શુક્રવાર પ્રમાણુ, ભ૦ ૫

પાદરા નગર વિરાજતા એ, શ્રીસભવ સુખકાર, ભ૦
તાસ પસાયથી એ રચી એ, પૂજા અષ્ટ પ્રકાર ભ૦ ૬

---

### કળશ

ઇહ જગત સ્વામી, મોહ વામી, મોક્ષગામી સુખકરૂ,
પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ, ભવ્ય મિથ્યાતમ હરૂ
દેવાધિદેવા ચરણસેવા, નિત્ય મેવા આપીયે,
નિજ દાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે 1

### શ્લોક

ઇતિ જિનવરવૃન્દ શુદ્ધભાવેન કીર્તિ-
વિમલમિહ જગત્યા, પૂજયન્ત્યષ્ટધા યે,
નિજકલિમલહેતો કર્મણિાન્ત વિધાય,
પરમગુણમય તે, યાન્તિ મોક્ષ હિ વીર. 1

શ્રી દેવવિજયજીકૃત-અષ્ટપ્રકારી પૂજા સમાપ્ત



# શ્રીસિદ્ધચક્ર આરાધન વિધિ

## ચતુર્થ વિભાગ

### પદ સંગ્રહ

### પદ પહેલું   રાગ સારંગ

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં હમ૰

બિસર ગઈ દુવિધા તન મનકી, અચિરા સુત ગુન ગાનમેં હમ૰ ૧
હરિહર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નાહિ કોઉ માનમેં,
ચિદાનંદકી મોજ મચી હૈ, સમતા રસકે પાનમેં હમ૰ ૨
ઇતને દિન તુ નાહિ પિછાન્યો, મેરો જનમ ગયો સો અજાનમેં;
અબ તો અધિકારી હોઈ બૈઠે, પ્રભુગુન અખય ખજાનમેં હમ૰ ૩
ગઈ દીનતા સબહી હમારી, પ્રભુ તુજ સમકિત દાનમેં,
પ્રભુ ગુન અનુભવકે રસ આગે, આવત નહિ કોઉ માનમેં હમ૰ ૪
જિનહિ પાયા તિનહિ છિપાયા, ન કહે કોઉકે કાનમેં,
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમેં હમ૰ ૫
પ્રભુ ગુન અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં,
વાચક જસ કહે મોહ મહા અરિ, જીત લિયો હૈ મેદાનમેં હમ૰ ૬

## પદ બીજુ રાગ-સામેરી.

મેરે પ્રભુસુ પ્રગટયો પૂરન રાગ. મેરે૦
જિનગુન ચંદ કિરનસુ ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ. મેરે૦ ૧

ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટયો ભેદકો ભાગ,
કુવ બિનારી છલે જબ સરિતા, તબ નાહિ રહત તડાગ મેરે૦ ૨

પૂરન મન સબ પુરન દીસે, નહિ દુબિધાકો લાગ,
પાઊ ચલત પનહી જો પહિરે, નહિ તસ કંટક લાગ મેરે૦ ૩

ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોક બંધકો ત્યાગ,
કહો કોઉ કછુ હમતો ન રૂચે, છૂટિ એક વીતરાગ મેરે૦ ૪

વાસત હે જિનગુન મુઝ દિલકુ, જૈસો સુરતરુ બાગ,
ઔર વાસના લગે ન તાને, જશ કહે તુ વડભાગ મેરે૦ ૫

## પદ ત્રીજુ (રાગ આશાવરી)

અવધુ વહ જોગી હમ માને, જો હમકુ સબગત જાને,
બ્રહ્મા વિષ્ણુ મહેસર હમકી, હમકુ ઇસર માને ૧

ચક્રી બાવ વાસુદેવ જે હમહી, સગ જગ હમકુ જાને,
હમને ન્યારા નહિ કોઇ જગમે, જગ પરમિત હસ માને અ૦ ૨

અજરામર અકલકતા હમહી, શિવવાસી જે માને,
નધિ ચરિત જ્ઞાનાનંદ ભોગી, ચિદ્દઘન નામ જે માને અ૦ ૩

## પદ ચોથુ

કરે મદો રી રાણી નાટક, રાવણ તત બજાવે,
માદન વીણ તાન તણુરો, પગ રન હમ ઠમકાવે કરે૦ ૧

ભક્તિ ભાવ નાટક એમ કરતા, ત્રૂટી તાત વિચાલે,
સાધી આપ નમા નિજકરની, લઘુકલા તતકાલે  કરે૦ ૨

દ્રવ્ય ભાવભક્તિ નરી ખડી, તો અક્ષય પદ માંધ્યુ,
સમકિત સુરતરુ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યુ  કરે૦ ૩

એણી પરે જે ભવિજન જિન આગે, ભલી પરે ભાવના ભાવે,
જ્ઞાન વિમલ ગુણ તેહના, અહનીશ સુગનર નાયક ગાવે કરે૦ ૪

**પદ પાચમુ** જ્યુ ત્યુ તત ન સુજ પોરી—એ રાગ

અબ મોહે તારો દીન દયાન, મત મત મે સબરી દેખે,
ચિત્ત ચિત્ત તુમ નામ ગ્માવ, અબ મોહે તારા દીન દયાન ૧

આદિ અનાદિ પુરુષ હો તુમહી, તુમહી વિષ્ણુ ગોપાલ,
શિવ શકર બ્રહ્મા ઇશ્વર તુહી, ભાગી ગઇ ભ્રમ જાલ અબ૦ ૨

મોહ વિકલ ભૂલ્યો ભવમાહી, ફિર્યો અનતો કાલ,
ગુણ વિશાલ શ્રી આદિ જિનેશ્વર, મેરી કરો પ્રતિપાલ અબ૦ ૩

**પદ છઠ્ઠુ** રાગ ભૈરવ

બીના પ્રભુ પાર્શ્વકે દેખે, મેરે દીન બેકરારી હૈ.

ચોરાશી લાખમે ભટકયો, બહુતમી દેહ ધારી હૈ
ઘેરા મુજે કર્મ આઠોને, ગળે જ જીર ડારી હૈ  [illegible]

જગત કે દેવ સબ દેખે, સભી કે લોભ ભારી હૈ
કોઇ ક્રોધી કોઇ માની, કીસી કે સગ નારી હૈ  [illegible]

મુસીબત જે પડી હમ પે, ઉન્હીને ખુદ [illegible] હૈ
પનાહુ કુગનીસે તારો, યહી વિનતિ [illegible] હૈ  [illegible]

### પદ સાતસુ

શ્રી રાખેસર પાસ જિનદકે, ચરણ કમલ ચિત્ત લાગી રે
સુણજો રે સજ્જન નિત્ય ધ્યાઉંગી
એહવા દઢધારી હિયામે, અન્યદ્વાર નહિ જાઉગી સુ૦ ૧
સુદર સુરગ સલુની મૂરત, નિરખ નયન સુખ પાઉગી સુ૦ ૨
ચપા ચ એલી આન મોગરા, અગીયા અગ રચાઉગી સુ૦ ૩
શીલાદિક શણગાર સજી નિત્ય, નાટક પ્રભુકુ દેખાઉંગી. સુ૦ ૪
**ચિદાનદ પ્રભુ પ્રાણ** જીવનકુ મોતીયન થાળ વધાઉંગી સુ૦ ૫

### પદ આઠસુ રાગ-દરબારી કાનડો

દુરમતિ દાર દે મેરે પ્રાણી દુરમતિ૦
જૂઠી સબ સસારકી માયા, જૂઠી ગર્વ ગુમાની દુરમતિ૦ ૧
આપ ન બૂઝે મોહ નિદ, ડોલે દુનિયા દિવાની,
વીતરાગ દુ ખ કારણ દિલસુ, **વિનય** જપો શુદ્ધ જ્ઞાની
દુરમતી૦ ૨

### પદ નવસુ રાગ વેનારન

જીય જાને મેરી સફન ઘરીરી જીય૦
સુત વનિતા ધન યૌવન માતો, ગભતણી વેદન વિસરી રી જી૦ ૧
સુપનકો રાજ સાચ કરી માચત, રાચત છાંહ ગગન બદરી રી,
આઇ અચાનક કાળ તોપચી, ગહેગો જ્યુ નાહર બકરી રી જી૦ ૨
અતિહી અચેત કછુ ચેતત નાહિ, પકરી ટેક હારિલ લકરી રી,
**આનદઘન** હીરોજન છાંડી, નર મોહ્યો માયા
કકરી રી જીય૦ ૩

### પદ દશમુ રાગ આશાવરી

આશા ઔરકી કયા કીજે, જ્ઞાન સુધારસ પીજે આશા૦
ભટકે દ્વાર દ્વાર લોકનકે, કુકર આશાધારી,
આતમ અનુભવ રસકે રસીયા, ઉતરે ન કબહુ ખુમારી આશા૦ ૧

આશા દાસીકે જે જાયે, તે જબ જગકે દાસા,
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. આશા૦ ૨

મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પર જાલી,
તન ભાઠી અટવાઇ પીએ કસ, જાગે અનુભવ લાલી આશા૦ ૩

અગમ પીયાલા પીઓ મતવાલા, ચિન્હી આધ્યાતમ વાસા,
આનદઘન ચેતન વે ખેલે, દેખે લોક તમાસા. આશા૦ ૪

### પદ અગિયારસુ રાગ કેરબો

પ્રભુ ભજલે મેરા દીલ રાજી રે પ્રભુ૦
આઠ પહોરકી સાઠ ઘડીયા, દો ઘડીયા જિન સાજી રે પ્રભુ૦ ૧

દાન પુણ્ય કછુ ધર્મ કર લે, મોહ માયાકુ ત્યાજી રે પ્રભુ૦ ૨
આનદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજી રે
પ્રભુ૦ ૩

### પદ બારમુ રાગ આશાવરી

અનુભવ આનદ પ્યારો, અબ મોહે અનુભવ આનદ પ્યારો
એક વિચાર ધાર તુ જડથી, કનક ઉપલ જિમન્યારો અબ૦ ૧
બધ હેતુ રાગાદિક પરિણતિ, લખ પરપખ સહુ ન્યારો.
ચિદાનદ પ્રભુ કર કરિયા અમ, ભવ સાયરથી તારો. અબ૦ ૨

## શ્રી નવપદની સઝાયો.

૧

ગોયમ નાણી હોકે, કહે સુણો પ્રાણી મારા લાલ !
જિન વરવાણી હોકે, હઈડે આણી મારા લાલ !
આસો માસે હોકે, ગુરૂની પાસે મારા૦
નવપ૦ ધ્યાને હોકે, આન ઉલ્લાસે મારા૦ ૧

આબિલ કીજે હોકે, જિન પુજીજે મા૦
જાપ જપીજે હોકે, દેવ વાંદીજે મા૦
ભાવના ભાવો હોક, સિદ્ધચક્ર ધ્યાવો મા૦
જિનગુણ ગાવો હોકે, શિવસુખ પાવો મા૦ ૨

શ્રી શ્રીપાળે હોકે, મયણા બાળે મા૦
ધ્યાન રસાળે હોક, રોગને ટાળે મા૦
સિદ્ધચક્ર ધ્યાવો હોકે, રાગ ગમાયો મા૦
મન આરાધ્યો હોકે, નવપદ પાયો મા૦ ૩

ભામિની ભોળી હોકે, પહેરી પટોળી મા૦
સહિયર ટોળી હોકે, કુકુમ ઘોળી મા૦
થાળ કચોળી હોકે, જિનઘર ખોલી મા૦
પુજી અનુમી હોકે, કીજે ઓળી મા૦ ૪

ચૈત્રે આસો હોકે, મનને ઉલ્લાસે મા૦
નવપદ ધ્યાશે હોકે, શિવસુખ પાશે મા૦
ઉત્તમ સાગર હોકે, પંડિત રાયા મા૦
સેવક કાંતે હોકે, બહુ સુખ પાયા મા ૫

---

આ છે લાલની-દેશી

નવપદ મહિમા સાર, સાભળજો નરનાર, આછે લાલ!
ઉજ ધરી આરાધીએજી

તો પામો ભવપાર, પુત્ર-કલત્ર પરિવાર, આછે લાલ!
નવદિન મન આરાધીએજી એ આકણી ૧

આસો માસ સુવિચાર, નવ આંબિલ નિરધાર, આછે લાલ!
વિધિશુ જિનવર પુજીએ

અરિહંત સિદ્ધ પદ સાર, ગણણુ તેર હજાર, આછે લાલ!
નવપદ મહિમા કીજીએજી ૨

**મયણા સુદરી શ્રીપાળ**, આરાધ્યો તતકાળ, આછે લાલ!
ફળદાયક તેહને થયોજી

કંચન વરણી કાય, દેહડી તેની થાય, આછે લાલ!
શ્રી સિદ્ધચક્ર મહિમા કહ્યોજી ૩

સાભળી બહુ નરનાર, આરાધ્યો નવકાર, આછે લાલ!
ઉજ ધરી હઇડે ઘણુજી

ચૈત્ર માસ વળી એહ, નવપદશું ધરો નેહ, આછે લાલ!
પૂજ્યો દે શિવસુખ ઘણુજી ૪

એણી પરે **ગૌતમ** સ્વામ, નવનિધ જેહને નામ આછે લાલ!
નવપદ મહિમા વખાણીએજી

**ઉત્તમ સાગર** શિષ્ય, પ્રણમે તે નિશદીસ, આછે લાલ!
નવપદ મહિમા જાણીએ જી ૫

૩

કીમકે ચેવે દીસકે પુત—એ દેશી

સેવોરે ભવિ ભાવે નવકાર, જપે શ્રી ગૌતમ ગણધાર,
ભવિ સાંભળો, હારે સપદ થાય, ભ૦ હારે સંકટ જાય, ભ૦
આસોને ચૈત્રે હરખ અપાર, ગણણુ કીજે તેર હજાર ભ૦ ૧

ચાર વર્ષને વળી ષટ માસ, ધ્યાન ધરો ભવી ધરી વિશ્વાસ, ભ૦
ધ્યાયોરે **મયણાસુંદરી શ્રીપાળ**, તેહનો રોગ ગયો તતકાળ ભ ૨

અષ્ટ કમળ દળ પૂજા રસાળ, કરી ન્હવણ છાંટ્યુ તતકાળ, ભ૦
સાતસો મહીપતિ તેહનેરે ધ્યાન, દેહડી પામ્યા કંચનવાન, ભ૦ ૩

મહિમા કહેતા નાવે પાર, અમરા તિણે કારણ નવકાર, ભ૦
ઇહ ભવ પર ભવ દીએ સુખવાસ, પામે લચ્છી લીલ વિલાસ ભ૦ ૪

જાણી આણી લાભ અનંત, સેવો સુખદાયક એ મંત્ર, ભ૦
**ઉત્તમ સાગર** પંડિત શિષ્ય, ખેવે **કાંતિ સાગર** નિશદીશ ભ૦ ૫

## નવપદજીની લાવણી

જગતમે નવપદ જયકારી, પૂજતા રોગ ટળે ભારી,
પ્રથમ પદ **તીર્થપતિ** ગાજે, દોષ અષ્ટાદશકુ ત્યાજે,
આઠ પ્રાતિહારજ છાજે, જગતપ્રભુ ગુણ બારે રાજે,
અષ્ટ કરમ દલ જીનકે, **સિદ્ધ** ભજો ભગવંત,
સિદ્ધ અનંત જે પદે, નમુ તેહ આનંદ,
પ્રગટ ભયો નિજ સ્વરૂપ ભારી, જગતમે૦ ૧

**સૂરિ** પદમા **ગૌતમ** કેશિ, ઉપમા ચંદ્ર સૂરજ જેસી,
ઉગાર્યો રાજા **પરદેશી**, એક ભવમાંહિ શિવ લેશી

ચોથે પદ પાઠક નમું, શ્રુતધારી ઉવજ્ઝાય,
સવ્વ સાહુ પંચમ પદમાંહિ, ધન્ય ધન્નો મુનિ રાય,
વખાણ્યો વીર પ્રભુ ભારી. જગતમેં૦ ૨

દ્રવ્યતત્ત્વી શ્રદ્ધા આવે, શમ સંવેગાદિક પાવે,
વિના એ જ્ઞાન નહિ ક્રિયા, દંસણદર્શનને નમ તજિયા,
જ્ઞાન પદારથપદ નામે, આતમરાય મહારાજ,
રમતા રમ અધ્યાતમ માંહિ, નિજપદ સાધે કાજ,
દેખતા વસ્તુ જગત ન્યારી. જગતમેં૦ ૩

જોગકી મહિમા બહુ ભારી, ચક્રધર છોડી સબ રાણી,
યતિ દશ ધર્મે કરી નેહે, મુનિ શ્રાવક સબ મન મોહે,
કર્મ નિકાચિત કાપવા, તપ કુઠાર કર ધાર,
નવમું પદ જે ધરે ધ્યાનશું, કર્મ મૂલ કટ જાય,
ભજો નવપદ જય સુખકારી. જગતમેં૦ ૪

શ્રી સિદ્ધચક્ર ભજો ભાઈ, આચામ્લ તપનો વિધિ થાઈ,
પાપ તિહું યોગે પરિહરજ્યો, ભાવ શ્રીપાલ પરે ધરજ્યો,
સંવત ઓગણીશ સત્તર સમે, જે પોશીણા શ્રીપાસ,
ચૈત્ર ધવલ પુનમને દિવસ, સાંકળ ફળી મુજ આશ
બાલ કહે નવપદ છબી ધારી જગતમેં૦ ૫



## શ્રી શ્રીપાળ મહારાજ અને મયણાસુંદરીના ગરબા

### પહેલો ગરબો

રાગ—સોના ઇંઢાણી રૂપા બેડનુ રે લોલ

આવો માસે તે આની આંગીએ લોલ, ધરું નવપદજીનુ ધ્યાનરે.
શ્રીપાલ મહારાજા મયણા સુંદરીરે લોલ  આકણી
માલવ દેશનો રાજ્યોરે લો નામે પ્રજાપાળ ભુપરે  શ્રી૰
સોભાગ્યસુંદરી રૂપસુંદરીરે લો રાણી બે રૂપ ભંડારરે  શ્રી૰
એક મિથ્યાત્વી ધર્મનેરે લો બીજીને જૈનધર્મ રાગરે  શ્રી.
પુત્રી અકેકી બેયનેરે લો જેમ વધે બીજ કેરો ચંદરે  શ્રી૰
સોભાગ્ય સુંદરીની સુર સુંદરીરે લો. ભણે મિથ્યાત્વી પાસરે  શ્રી૰
મયણા સુંદરીને રૂપસુંદરીર લો ભણાવે જૈનધર્મ સારરે  શ્રી૰
રૂપ કલા ગુણે શોભતીરે લો  ચોસઠ કળાની જાણરે શ્રી૰
બેઠો સભામા રાજવીર લો બોલાવે બાળીકા દોયરે  શ્રી૰
સોળે શણગારે શોભતીરે લો  આવી ઉભી પિતાની પાસરે શ્રી૰
વિદ્યા ભણ્યાનુ જોવા પારખુ ર લો  પુછે રાજા તિહા પ્રશ્નરે શ્રી૰
**સાખી**—જીવ લક્ષણ શુ જાણવુ, કોણ કામદેવ ઘર નાર,
શુ કરે પરણી કુમારીકા, ઉત્તમ કૂલ શુ સાર

રાજા પુછે એ ચારનો, આપો ઉત્તર એક,
બુદ્ધિ શાલી કુંવરી, આપે ઉત્તર છેક

શ્વાસલક્ષણુ પેલુ જીવનુ રે લો રતિ કામદેવ ઘર નાર રે શ્રી૦
જાયનુ ફુલ ઉત્તમ જાતિમારે લો કન્યાપન્તીને 'સામરે જાય'રે શ્રી૦

સાખી—પ્રથમ અક્ષર વીણુ, જીવાડનાર જગનો કહ્યો
મધ્યમ અક્ષર વીણુ, સહાર જગનો તે થયો,
અતિમ અક્ષર વીણ, મો મન મીઠુ સોન,
આપો ઉત્તર એકમા, જેમ સ્રીને વ્હાલુ હોય

આપે ઉત્તર મયણા સુદરીરે લો મારી આખોમા 'કાજળ' સોહાયરે શ્રી

સાખી—પેલો અક્ષર કાઢતા, સોહે નરપતિ સોન,
મધ્યાક્ષર વીના જાણુ, શ્રી મન વહાલુ હોય
ત્રીજો અક્ષર કાઢતા, પડિતને પ્યારો ભયો,
માગુ ઉત્તર એક, તાતે પુત્રીને કહ્યો.

મયણા એ ઉત્તર આપીઓરે લો અર્થ ત્રણેનો 'વાદળ' થાયરે શ્રી૦
રાજા પુછે સુરસુદરી રે લો, કહો પુણ્યથી શુ શુ પમાયરે શ્રી૦
ધન યોવન સુદર દેહડી રેલો. ચોથો મન વલ્લભ ભરતારરે શ્રી૦
કહે મયણા નિજ તાતને રે લો. સહુ પામીએ પુન્ય પસાયરે શ્રી૦
શીયલ વૃતે શોભે દેહડી રે લો બીજી બુધીન્યાયે કરી હોયરે. શ્રી૦
ગુણવત ગુરુની સગતીરે લો. મળે વસ્તુ પુણ્યને યોગરે શ્રી૦
બોલે રાજા અભિમાને કરીરે લો કરુ નિર્ધનને ધનવતરે. શ્રી૦
સવે લોકો સુખ ભોગવેરે લો, એ સઘળો છે મારો પસાયરે શ્રી૦
સુર સુદરી કહે તાતનેરે લો, એ સાચામા શાનો સદેહરે. શ્રી૦

રાય તુઠો સુરસુંદરીરે લો, પરણાવી પહેરામણી કીધરે શ્રી૦
શંખપુરીનો ગણ્યોરે લો, જેનુ અરિદમન છે નામરે શ્રી૦
રાય સેવાર્થે આવીયોરે લો, સુંદરી આપી સોયરે શ્રી૦
રાયે મયણાને પુછીયુરે લો, મારી વાતમા તને સંદેહરે શ્રી૦
મયણા કહે નિજ તાતનેરે લો, તમે શાને કરો અભિમાનરે શ્રી૦
સંસારમા સુખ દુઃખ ભોગવેરે લો, તે તો કર્મનો જાણો પસાયરે શ્રી૦
રાજા ક્રોધે બહુ કળ કળ્યોરે લો, ભાખે મયણાસુ એમ વયણરે શ્રી૦
રત્ન હીંડોલે તું હીંચતીરે લો, પહેરી રેશમી ઊંચા ચીરરે શ્રી૦
જગત સૌ જી જી કરેરે લો, તારી ચાકર કરે પગ સેવરે શ્રી૦
તે માગ પસાયથી જાણજેરે લો, રૂઠે રોળી નાખુ પલમાયરે શ્રી૦
મયણા કહે તુમ કુળમારે લો, ઉપજવાનો કયા જોયો તો જોષરે શ્રી૦
કર્મ સંયોગે ઉપનીરે લો, મળ્યા ખાન પાન આરામરે શ્રી૦
તમે મ્હોટે મને મહલાવતારે લો, મુજ કર્મ તણો છે પસાયરે શ્રી૦
રાજા કહે કર્મ ઉપરે રે લો, દીને તને ઘણો ધ્હડવાદરે, શ્રી૦
કર્મે આણેલા ભરથારનેરે લો, પરણાવી ઉતારુ ગુમાનરે શ્રી૦
રાજાનો ક્રોધ નિવારવારે લો, લઈ ચાલ્યો રયવાડી પ્રધાનરે શ્રી૦
નવપદ ધ્યાન પસાયથીરે લો, સવી સંકટ દુર પલાયરે શ્રી૦
કહ્યુ ન્યાયસાગરે પેલી ઢાલમારે લો, નવપદથી નવનિધ થાયરે શ્રી૦

**ગરબો બીજો**

રાગ—ટોપીવાળાના રાગા કેતર્યા

રાજા ચાલ્યો રયવાડીયે, સાથે લીધો સૈન્યનો પરિવાર રે,
સાહેલી મોરી, ધ્યાન ધરો રે અરિહંતનું

ઢોલ નિશાન તિહાં ધુરકે,
અ છીઓને ભાલાનો ઝળહળાટ રે સા૦
ધૂલ ઉડને લોકો આવતા,
રાજા પુછે પ્રધાનને એ કોણ રે સા૦
કહે પ્રધાન સુણો ભૂપતિ,
એ છે નાનના કોળીઆનું સૈન્ય રે સા૦
રાજા રાણાની પાસે યાચવા,
આવે મેઢિયા સ્થાપી નાત એ રે સા૦
કોટે ગગી છે જેની આગુની,
યાચવા આ યો કોળીયા કેરો દૂત રે સા૦
રાણી નહિ રે અમ ગજવી,
ઉંચાકુળની કન્યા મલે કંઇ રે સા૦
ડાઢ ખટકે રે જાણું કાકરો,
નયણુ ખટકે તે તો [illegible] સમાન રે સા૦
વયણુ ખટકે રે જેમ પાઉલો,
રાજા કહે ખટ મયણા બોલ રે સા
કોળીયા રાજાને કેવરાવ્યું
આવજો ન[illegible] ઉજેણીની માય રે સા૦
કીર્તિ અવિચલ રાખવા
આપીશ મારી [illegible] [illegible] રે સા૦
ઉંબર રાણો હવે આવીયો,
સાથે આવ્યો [illegible]

આવ્યો વરઘોડો મધ્ય ચોકમા,
ખચ્ચર ઉપર બેઠો ઉંબરરાય રે સા૦
કોઇ હુલાને કોઇ પાગળા,
કેઇના મોગ સુપડા જેવા કાન રે સા૦
મોઢે ચાદા ને ચાગ ચગચગે,
મુખ ઉપર માખીયોનો ભણકાર રે. સા૦
શોર બકોર સુણી સામટા,
લાખો લોકો જેવા ભેગા થાય રે સા૦
સરવે લોકો મળી પુછતા,
ભૂત પ્રેત ક રખે હોય પિશાચ રે સા૦
ભુતડા જાણીને ભસે કુતરા,
લોકો મન થયો છે ઉત્પાત રે સા૦
જાન લઇને અમે આવીયા,
પરણે અમારો રાણો રાજ કન્યાય રે સા૦
કૌતુક જોવાને લોકો સાથમા,
ઉબરરાણો આવ્યો રાયની પાસ રે સા૦
હવે રાય મયણા ને કહે સાભળો,
કર્મે આપ્યો કરો તુમે ભરતાર રે સા૦
કરો અનુભવ સુખનો,
જુઓ તમારા કર્મ તણો પસાય રે સા૦
કહ્યુ ન્યાયસાગરે બીજી ઢાળમા
નવપદ ધ્યાને થાસે મગળ માળ રે સા૦

---

જૈ
૬

માતા મયણાની ઝુન્તીરે લોલ,
રોવે કુટુમ્બ સખી પરિવારરે ક૦

કોઇ રાજાના રોષને ધિક્કારતારે લોલ,
કોઇ કહે કન્યા અપરાધરે ક૦

દેખી રાજકુવરી અતિ દીપતીરે લોલ,
રોગી સર્વે થયા રલીયાતરે ક૦

આની મયણા ઉંબરના સાથમારે લોલ,
જ્યા છે કોઢીતણો જાનીવાસરે ક૦

હવે ઉંબર રાણો મન ચિતવેરે લોલ,
ધીક ધીક મ્હારો અવતારરે ક૦

સુદર રગીલી દખી ગોભતીરે લોલ,
તેનુ જીવન કર્યુ મે ધૂળરે ક૦

કહે ઉંબર રાણો, મયણાસુંદરીરે લોલ,
તમે ઊંડો કન્ને આલોચરે ક૦

તારી સોના સરીખી છે દેહડી લોલ,
મારી સગતથી થાસે વિનાસરે ક૦

તુતો રૂપેકરી રભા સારીખીરે લોલ,
મુજ કોઢી સાથે શુ સ્નેહરે ક૦

પતિ ઉંબર રાણાના વયણ સાભળીરે લોલ,
મયણા હૈડે દુખ ન સમાયરે ક૦

ઢલક ઢલક આસુ ઢળેરે લોલ,
કાંઇ હમ્બુ દેહ જીવ જાયરે ક૦

આખી-કમનીની જલમા બને, ચદા બસે આકાશ,
જે જીહારે મન બસે, તે તાંહારે પાસ

હવે મયણા કહે ઉબર રાયનેરે લોલ,
તમે વાનાંછા જીવન પ્રાણરે ક૦

પશ્ચિમ રવિ ઉગે નહિ રે લોલ,
નવી લોપે જલધી મર્યાદરે ક૦

સતી અવર પુરુષ ઇચ્છે નહિ રે લોલ,
કદિ પ્રાણ જાય પરલોક રે ક૦

પચની સાખે પરણીયારે લોલ
અવર પુરુષ બધવ મુજ હોયર ક૦

હવે પાયે લાગીને વિનવેરે લોલ,
તમે બોલો વિચારીને બોલરે ક૦

રાતી વીતી એમ વાતમારે લોલ,
બીજે દિન થયો પરભાતરે ક૦

હવે મયણા આદીશ્વર ભેટવારે લોલ,
જાય સાથે લઇ ભરથાર રે ક૦

પ્રભુ કુકુમ ચદને પૂજીયા રે લોલ,
પ્રભુ કઠે ઠવી ફુલ માલ રે ક૦

કરી ચૈત્યવદન ભાવે ભાવના રે લોલ.
ધરે મયણા કાઉસગ્ગ ધ્યાન રે, ક૦

પ્રભુ હાથે બીજોરુ શોભતુ રે લોલ,
વલી કઠે સોહે ફુલ માલ રે

શાસન દેવે સહુ દેવતા રે લોલ,
આપ્યું બીજોરુંને ફુલ માળ રે . કo

લીધુ ઉબર રાણાએ તે હાથમાં રે લોલ
મયણા હૈડે હરખ ન માય રે કo

પૌષધશાળામાં ગુરુ વાંદવા રે લોલ,
આવી મયણા સાથે ભરતાર રે કo

ગુરુ આપે ધર્મની દેશના રે લોલ,
છે દોહિલો મનુષ્ય અવતાર રે કo

પાંચે ભૂતોને ચારે ચૂકીયો રે લોલ,
નણુ જાણ્યુ નહિ નામ રે કo

જગ ઢંઢેરો ફેરીયો રે લોલ,
છે શ્રાવક હમારુ નામ રે કo

પચ્ચાસુ પરખ્યો નહિ રે લોલ,
વાના દહો દીધા છે દૂર રે કo

લજ્જાસુ લાગી રહ્યા રે લોલ
વાલા નન્નો રહ્યો છે હજૂર રે, કo

ઉબર મયણાએ ગુરુ વાંદીયા રે લોલ,
ગુરુ દીધો છે ધર્મલાભ રે કo

સખી પરીવારે તુ શોભતી રે લોલ,
આજ સખી ન દિસે એક રે કo

સર્વ વૃત્તાન્ત સુણાવીયો રે લોલ,
એક વાતનુ છે મને દુખ રે કo

પેલે પદે અરિહંત પૂજે, શુ૦ હણ્યા ઘાતિ અઘાતિ મુજે જા૦
ત્રણ લોક ઠકુરાઈ છાજે, શુ૦ વાણી પુગ યોજનમાં ગાજે જા૦
બીજે મોહે સિદ્ધ મહારાજ, શુ૦ ત્રણ લોકના થઈ શીરતાજ જા૦
ત્રીજે પદે આચારજ જાણો, શુ૦ મવી લાકડી અધ પ્રમાણો. જા૦
ચોથે પદે ઉપાધ્યાય નોહે, શુ૦ ભણે ભણાને જન મન મોહે જા૦
પ૦ પાંચમે સાધુ મુનિરાયા, શુ૦ ગુણ સત્તાવીસે સોહાયા જા૦
મન વચન ગોપવી કાયા, શુ૦ વદુ તેવા મુનિવર રાયા. જા૦
છઠે દર્શન પદ છે મૂળ, શુ૦ કોઈ આવે નહિ તસ તોલ જા૦
નોહે સાતમુ પદ વર નાણ, શુ૦ તેના ભેદ એકાવન જાણ જા૦
જ્ઞાન પાંચમુ કેવળ થાયે, શુ૦ ત્રણ લોકના ભાવ જણાયે જા૦
પ૦ આઠમે ચારિત્ર આવે, શુ૦ દેવો ઈચ્છા કરે ના પાવે જા૦
ભવી જીવ તે ભાવના ભાવે, શુ૦ કોઈ રીતે હૃદયમાં આવે જા૦
કરો નવમે તપ પદ ભાવે, શુ૦ આઠ કર્મો બની રાખ થાવે જા૦
રિદ્ધિ આતમ અનંતી પાવે, શુ૦ દેવ દેવી ભલી ગુણ ગાવે જા૦
પ્રભુ પુજો કેશર મદ ઘોળી, શુ૦ ભરી હરખે હેમ કચોળી જા૦
બલી શુદ્ધ જળે અઘોળી, શુ૦ ચઉગતિની આપદા ચોળી જા૦
દુરગતિના દુખ દૂર ઢોળી, શુ૦ આનો સુરી આતમથી ખોલી જા૦
કરે નર આબિલની ઓલી, શુ૦ મળી સરખી સૈયરની ટોળી જા૦
મયણા ધરે નવપદજી ધ્યાન, શુ૦ પતિ કાયા થઈ કંચનવાન જા૦
સૌ મંત્રોમાં છે શિરદાર, શુ૦ તમે આરાધો સૌ નરનાર જા૦
... ભગે ઢાલ કહી ચોથી, શુ૦ સુણો શ્રીપાળ રાસની પોથી ૦ જા૦

## સામાન્ય જિન સ્તવન

ચને પલની ચાન જગમે—એ રાગ

ભજો પ્રભુકા નામ વિશ્વમે, ભજો પ્રભુકા નામ,
યેહી ભજનસે જનમ જનમકે, કટે હજારો પાપ વિશ્વમે૦ ૧

ઇસ સંસારમે ભટક ભટકકે, આયે તુમ દરબાર,
દેવ મનુષ્ય નરકકી ગતિમે, ભટકે લાખો બાર વિશ્વમે૦ ૨

ગતિકા નાશ હો આના જાના, દોનો બોજ સમાન,
દુ:ખકો સહતે પ્રભુ હમ આયે, કર દો બેરા પાર વિશ્વમે૦ ૩

ચીત ન શકે એ પ્રભુકા રસ્તા, જો નરો પ્રભુ સાથ,
આનંદ હોવે જહા પહોંચને, ચંદ્રપ્રભકો આજ વિશ્વમે૦ ૪

## શ્રી પાર્શ્વનાથનુ સ્તવન

નાચો નાચો પ્યારે મનકે મોર—એ રાગ

સેવો સેવો એ પાર્શ્વજિણંદ, ભવિ જીવનમે હોવે આનંદ ૧

સેવક આયા હે તોરે દરબાર,
તારો જિનરાજ, ભકિત સ્વીકાર,
દર્શનને સેવકકો કરદો અબ પાર સેવો૦ ૨

કાશીનયરીમે આજ પ્રભુ જનમ્યા જિન રાજ
રાણી પ્રભાવતીકે શિરતાજ,
નવકાર નાગકો સુનાયા [illegible] સેવો૦ ૩

ઇસ ભવકે બંધનસે હમકો છુડાવે,
કોઈ હુઇ આત્માકી નિંદ જગાવે,
આનંદને નાચત [illegible] સેવો૦ ૪

## श्री पार्श्वनाथनु स्तवन.

બાલમ આયે બસો મેરે મનમે—એ રાગ

પારસ નામ રટુ મેરે મનમે, પ્રભુકો દેખે જગ વિસરાયે,
મોહન મૂરતિ મન મલકાયે, બાન્ધવ દેખકે કુમુદ હસત હૈ.
ચેસે પ્રભુ મેરે મનમે પારસ० ૧

જગકે દેવને સુરત નિરાગી, સુદર સુરત લાગે પ્યારી,
ભવિયણકો એ માર્ગ દિખાવે, ફેરી ટલે ઝટપટમે પારસ० ૨

દુનિકે દેવકો દૂર હટાકર, આનદસાગર મનમે બસાકર,
ચદ્રમે પ્યારી મૂરતિ ધ્યાવે, ચદ્રપ્રભ તરે ભવસે પારસ० ૩

## શ્રી શખેશ્વર પાર્શ્વનાથનુ સ્તવન

કેવન કમલા વિમલા તુ વર્યો રે—એ રાગ

પાર્શ્વ શખેશ્વર સાહેબ ગાજો રે,
આયો હુ ભવમા ભમતો આજ,
દુખ દુષ્ટ સહ્યા બહુ સસારમા રે,
કહેતા પાર ન પામુ આજ પાર્શ્વ० ૧

સ્વારથી પ્રભુજી તુમ સમ કો નહિ રે,
થઇ બેઠા મ્હોટા વીતરાગ,
રાગમા મુકી પ્રભુ ચાલ્યા ગયા રે,
જેમ વન ઊભો સૂકે સાગ પાર્શ્વ० ૨

એમ કેમ સ્વારથ સાધે ચાલશે રે,
નામ ધરાવો મ્હોટા રાજ,

ભીડભંજન મનરંજન કેમ કહુ રે,
જો નવિ સાધો સેવક કાજ પાર્શ્વ૦ ૩

પ્રભુજીને તારક વારક જન કહે રે,
પણ નવિ માનુ હુ જિનરાજ,

માનુ સેવકને ઉગારશો રે,
જેમ ઉદધિમા તારે જહાજ પાર્શ્વ૦ ૪

કમઠ હઠી મદભંજન માહિબા રે,
દાયક દર્શનપ૦ જગસાર,

પાતાળ લોકથી પ્રભુજી પધારીયા રે,
જરાકુળ જાદવની હરનાર પાર્શ્વ૦ ૫

સવત ઓગણીશે નવાણુ એરે,
આવ્યા રત્નત્રયીને કાજ,

પોષ કૃષ્ણ દશમી દિને ભેટીઆ રે,
અઠ્ઠમ તપ કરી પ્રભુને આજ પાર્શ્વ૦ ૬

સૂરિગણ શોભે આનંદસાગરુ રે,
ગણિ ગુણ રયણની ખાણ,

પન્યાસ ચંદ્રસાગરજી દિવાકરુ રે,
ચંદ્રપ્રભ સમ જિન ગુણ ખાણ પાર્શ્વ૦ ૭

## શ્રી સ્થભન પાર્શ્વજીન સ્તવન

મીઠુ મી ગાસરીયુ મોહાય—એ રાગ

શ્રી સ્થભનજી પાર્શ્વ નોહાય,
સુજ્ઞાની ! જનને મળે

પૃણ પુણ્ય ી પ્રભુજી પમાય,
સુનાની ! જનને મળે શ્રી સ્થભન૦ ૧

રૂપ જોઇ પ્રભુજીની ઇદ્રી પણ ડોલે,
અમરો પણ ભક્તિથી ઉમંગિયા બોલે,
સ્થભનજી એવા નોહાય,
સુજ્ઞાની ! જનને મળે શ્રી સ્થભન૦ ૨

સ્વામીને જોઇ મારૂ ચિત્તડુ ડોલે,
ક્ષણ ક્ષણમા સ્થભન પારસ બોલે,
દર્શનથી સુખ થાય,
સુજ્ઞાની ! જનને મળે શ્રી સ્થભન૦ ૩

અશ્વસેન વામાના કુળમા એ શોભતા,
વિધુ જેમ જગતમા આનદ વરસાવતા,
ચ દ્રમભ ગુણ ગાય,
સુજ્ઞા ! જનને મળે શ્રી સ્થભન૦ ૪

સ્તવન

ા હોતા—એ રાગ

કોઈ પહિલે આ ાર જો કહેતા, કી મહાવીર હે એ સ્વામી,
ઉનકો હી જપી લેતા, ના છોડતા શિવધામી જગમે૦ ૨

જબ માનુમ હુઆ મુજકો, કી એ જગત કે હૈ દાતા,
મે શિર ઝુકાક કહેતા, **મહાવીર** તુજે ચાહતા જગમે૦ ૩

પૂજનને પ્રભુ તુજકો, અપનારી બનાનુગા,
આનંદસે અબ તુજકો, દીલમે હી બસાલુગા જગમે૦ ૪

ઇંદુસે અધિક સુખડા, પૃથ્વીમે પ્રભુ તેરા,
ચંદ્રપ્રભ સુ કહેતા, ચરણોમે શિશ મેરા જગમે૦ ૫

## શ્રી મહાવીર સ્વામીનુ સ્તવન

હોરી ખેલોરી રાધે સમાન કે–એ રાગ

**વીર** તારોજી હમકો સમાન કે,
સમાન કે સમાન કે સમાન કરે **વીર** તારોજી૦ ૧

કર્મો નતાતે હૈ હમકો વો ભારી
**વીર પ્રભુ** આગ હે અબનો તુમારી,
દુખી દુનીયાને ઉગાર કે **વીર** તારોજી૦ ૨

**ચંદનબાલાકો** પ્રભુ આપહી ઉગારી,
આપેહી આપેહી આપહી ઉગારી
**આનંદમે ચંદ્રકો** વે સે ઉગારો,
**ચંદ્રપ્રભ** નમે રાજકો વીર તારોજી૦ ૩

## શ્રી નેમનાથજીનુ સ્તવન

રાગ—તુ કોનસી બસ્તીમે મેરે યાદ હૈ આજા

તુ કોનસે મંદિરમે મેરે નેમ હૈ મીલાજા,
હૃદયમે મેરે આકે મંજન શાન્તિ દીલાજા          તુ કોનસે૦

રાહતકે નયન મેરે નેમ કહા હૈ,
બાલમ ઇધર આકે તુ ભાવનકો સમાજા   તુ કોનસે૦ ૧

આશાકે તાર બાંધે થે જો પ્રીત પુરાની,
દેકે દર્શ શ્યામ મોહે રાહ બના જા        તુ કોનસે૦ ૨

રાજુલ અપને દીલકો કહા કોન કીસીકા,
અર્જ આનન્દ ચન્દ્ર પ્રભકી મુક્તિ મનાજા  તુ કોનસે૦ ૩

## મહાવીર સ્વામીનુ સ્તવન.

રાગ—અબ તેરે સીવા કોન મેરા

વિભુ વીર વિના વિશ્વમે હે કોન હમેરા,
મહારાજ સહારે હે પ્રભુ એક તુમેરા

મેરે જીવનકી નૈયા સાગર મે ચલદી,
મેરી આધિસે નૈયા બચા લે જલ્દી,
અબ તુહી લગા પાર મેરી નૈયા ખવૈયા      મહારાજ૦ ૧

પૂરણ જામે મૂર્તિ કો મેને દેખલી,
ઓ! દેવદયાલુ કર્મો કી ફ્રામી ટાલ દી,
ચંદ્રમલ યુ કહકર વો મુક્તિ માગલી      મહારાજ૦ ૨

# શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

## શ્રી શુભવિજયજી શિષ્ય રત્ન કવિવર
## શ્રી વીરવિજયજી કૃત–

સદ્દગુનની ગીનત સુખ ભોગી તો, હરિ દુઃખ હરી સત્તા વરી,
કેશર ચંદન ઘોળી પૂજે રે કુસુમે મચકીo

અમૃત વેલીના વેરીની બેટી તો, કતવાર તેહુનો અરિ કેશર૦ ૧

તેહના સ્વામિની કાનાનુ નામ તો, એક વરણ વરણ ભરી,
તે પર થાપીને આગલ ઠવીજે તો, ઉભણ ચડક ખ પરી
કેશર૦ ૨

ફરસનો વરણ તે નયન પ્રમાણે તો, માત્રા સુંદર શિર ધરી,
વિર રાજસુત દારુ નામે તો, નિ । વરણાદિ દૂરે કરી કેશર૦ ૩

એક પીશમે ફરશે ધરી કરણ તો, અર્થાભિધને સ્મરી,
અંત થે બીજે સ્વર ટાળી તો, શિવગામી ગતિ આચરી. કેશર૦ ૪

વીશ ફરસ વગી ગયમ માને તો, આદિ કરણ ધરી દિલ ધરી,
ઈણ નામે જિનવર નિત્ય ધ્યાવુ તો, જિનકર જિનકુ પરહરી
કેશર૦ ૫

ચ્યબક દાખો બુધજન બોલે તો, વાત એ દિલમા નવિ ઉતરી,
રંભ ઈશ્વર અજ સીતાદિ આગે તો, ભગ વિવિધ નટના ભરી
કેશર૦ ૬

તે જિન તસ્કર તુ જિનરાજા તો, હરિ પ્રભુને તુજ પાઉ પરી,
બાળપણે ઉપગારી હરિપતિ, સેવન લ્છન હરિ કેશર૦ ૭

પ્રભુ પદપકજ શમી રાત રહીએ તો, ભવભ્રમણે નહિ શમી ખરી,
મનમદિર મહારાજ પધારો તો, હરિ ઉદયે ન વિભાવરી
કેશર૦ ૮

આરગમા ચપા જ્યુ ઝલકત, ધ્યાન અનુભવ જો લહરી,
શ્રી શુભ વીરવિજય શિવ વહુને તો, ઘર તેડતા હોય ઘરી
કેશર૦ ૯

## વિસ્તારાર્થ-

"ગુજરાત-વઢીયારમા શખેશ્વર ગામમા બિરાજમાન શ્રી શખેશ્વર પાર્શ્વનાથનુ આ સ્તવન નવ વર્ણના ગભીરાશય અક્ષરોની ભરેલુ છે તે એકેક વર્ણને જુદી જુદી રીતીએ સિદ્ધ કરી સપૂર્ણ રીતે "શ્રી શખેશ્વર પાર્શ્વનાથ" નામ ઉત્પન્ન કર્યું છે, જે વાચના વિચારવાથી સહેજે ચમત્કારી રૂપ લાગશે"

પરમાત્મા કેવા છે? તો કહે છે કે સહજ આનદપણાનો જે આત્મસ્વભાવ અનતચતુષ્ટયીમય છે તે અનત જ્ઞાન-દર્શન-ચારિત્ર અને અવ્યાબાધ એવા શાત સુખના ભોગી છે વળી બાલ્યકાળમા નાગને બળતો ઉગારી ધરણેન્દ્રપદ પ્રાપ્ત કરાવ્યુ છે જેમણે એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુએ હરિ-ઇન્દ્રના પૂર્વભવના જે દુખો હતા તેને હરણ કર્યાં છે અને આ ભવમા પણ સેવા સમર્પીને ભવદુખ હરી-દૂર કરીને પ્રભુશ્રી સત્તાવરી-આત્મસત્તાને વરેલા છે એટલે શાશ્વત સિદ્ધિપદ પ્રાપ્ત કરેલ છે, તે પ્રભુને કેશર-ચદનથી તથા ઉત્તમ ફૂલથી પૂજા કરે

